ૐ

# શ્રી દેવદર્શન-
# પૂજન વિધિ.



પ્રસિદ્ધ કરનાર,

શાહ હંસરાજ ખી





ॐ

સર વસનજી ત્રીકમજી નાઇટ, તરફથી
ચાલતી, જૈન શાળા ઉપયોગી—

# શ્રી દેવ દર્શન—
# પૂજન વિધિ.

(અંચલ ગચ્છીયા.)

---

યોજક.

ફત્તેહચંદ કર્પૂરચંદ્ર લાલન.

---

છપાવી, પ્રસિદ્ધ કરનાર
શાહ હંસરાજ ખીમજી—મુંબઇ.

---

પ્રત ૧૦૦૦. મૂલ્ય શિખવી—શિખાવવી. સં. ૧૯૭૦.

# અર્પણ પત્રિકા.



ગુણાનુરાગીઓને:—

સેવક,

શાહ હંસરાજ ખીમજી.

# પ્રસ્તાવના.

આ પુસ્તક આપણા તપગચ્છના બંધુઓ કરતાં વિધિપક્ષ-અચલગચ્છના બંધુઓને વધારે ઉપયોગી થઇ પડશે, કારણકે, વિધિપક્ષ-ગચ્છીય વિધિનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. દર્શન કેમ કરવાં, નિસ્સીહિ શા માટે કહેવામાં આવે છે? પ્રદક્ષિણાનો હેતુ, દ્રવ્ય તથા ભાવ દર્શનની સમજ, સ્વસ્તિકની ભાવના તથા ચૈત્યવંદનાદિ વિધિની સમજ બતાવી છે. આપણા શાસ્ત્રમાં એમ કહ્યું છે કે, 'પહેલું જ્ઞાન ને પછી કિરિયા' એટલે પ્રથમ સમજ લેઇને જે ધાર્મિક ક્રિયા કરવામાં આવે છે, તે સફલ અને આત્માને ગુણકારક થાય છે. પરંતુ તે ક્રિયા પણ જેમ વિધિથી કરેલ ભોજન અને ઔષધપાન ગુણકારી થાય છે, તેમ વિધિએ કરેલ દર્શન કે પૂજન આત્મગુણ પ્રગટાવે છે. આ પુસ્તકમાં તેવા પ્રકારનું વિધાન હોવાથી આનું નામજ 'શ્રી જિન દર્શન-પૂજન વિધિ' રાખવામાં આવેલ છે.

દર્શન કે ચૈત્યવંદન કરતાં **દશત્રિક** સાચવવામાં આવે છે, જેની આ પુસ્તકના અંતરાલમાં સમજણ આપેલ હોવાથી અને તે આ વિષયને ઉપયોગી હોવાથી અત્રે તેનો ઉલ્લેખ કરવો યોગ્ય છે.

## દશ-ત્રિક-ત્રિક[1] એટલે ત્રણનો સમૂહ.

૧—નૈષેધિકી ત્રિક—ત્રણ વાર નિસ્સીહિ કહેવામાં આવે છે તે.

૨—પ્રદક્ષિણા ત્રિક—ત્રણ પ્રદક્ષિણા કરવામાં આવે છે તે.

---

૧ આ ત્રિકોની સરલ સમજ જયાં ત્રિકો સાચવવાની છે ત્યાં આપી છે.

૩—પ્રણામ ત્રિક—૧ અંજલિબદ્ધ, ૨ અર્ધાવનત, ૩ અને પંચાંગ, એ ત્રણ પ્રકારે નમસ્કાર કરવો તે.

૪—પૂજા ત્રિક—[1]અંગ પૂજા, [2]અગ્ર પૂજા, અને [3]ભાવ પૂજા.

૫—અવસ્થા ત્રિક—[1]પિંડસ્થ, [2]પદસ્થ અને [3]રૂપાતીત, એ ત્રણ પ્રકારની અવસ્થા ભાવવી તે.

૬—દિશા ત્રિક—[1]અધો,-[2]ઊર્ધ્વ અને [3]તિર્યક્-તીર્છી એ ત્રણે દિશામાં જોવાનું વર્જવું તે. અથવા ત્રિદિશિ નિરીક્ષણ વર્જનત્રિક અર્થાત્ જિન બિંબ તરફજ એકાગ્રતા રાખવી તે.

૭—પદભૂમિ પ્રમાર્જન ત્રિક—ચૈત્યવંદન કરતાં પગ રાખવાની ભૂમિ ત્રણ વાર પુંજવી તે.

૮—આલંબન ત્રિક—[1]વર્ણાલંબન, [2]અર્થાલંબન અને પ્રતિમાલંબન, એ બોલવા તથા ભાવવા તે.

૯—મુદ્રા ત્રિક—[1]યોગ મુદ્રા, [2]જિન મુદ્રા અને [3]મુક્તશુક્તિમુદ્રા, એ ત્રણ મુદ્રા સાચવવી તે.

૧૦—પ્રણિધાન ત્રિક—[1]ચૈત્યવંદન રૂપ, [2]ગુરૂવંદન રૂપ અને [3]પ્રાર્થના સ્વરૂપ, એ ત્રણેમાં એકાગ્રતા રાખવી તે.

આ પ્રમાણે દશત્રિક સાચવવાથી આરાધના થાય છે અર્થાત્ પ્રભુ-ભક્તિ અચ્છી રીતે સચવાય છે.

આ આરાધના સાચવવા અને વિરાધના ટાળવા દશ પ્રકારની મોટી આશાતના ટાળવી અને પંચ અભિગમ સાચવવાની જરૂર છે.

## દશ મોટી આશાતના આ પ્રમાણે છે:—

૧—તાંબૂલ, સોપારી આદિ ખાવું તે.
૨—પાન-પાણી પીવું તે.
૩—ભોજન કરવું તે.
૪—ઉપાનહ-પગરખાં કે મોજડી પહેરવી તે.
૫—મૈથુન-કામચેષ્ટા કરવી તે.
૬—શયન-સૂવું તે.
૭—થૂંકવું, શ્લેષ્મ નાખવું તે.
૮—મૂત્ર-લઘુનીતિ કરવી તે.
૯—ઉચ્ચાર-વડીનીતિ કરવી તે.
૧૦—જુગટે રમવું તે.

જઘન્યથી આ દશ આશાતના શ્રી જિનમંદિરમાં અવશ્ય ટાળવી. મધ્યમથી ૪૨ આશાતના અને ઉત્કૃષ્ટે ૮૪ પ્રકારની આશાતના કહી છે. આમાંની દશ પ્રકારે તો અવશ્ય તજવી જોઇએ. વળી જિનમંદિરે જતાં બહુમાન ભકિત જાળવવા પાંચ પ્રકારે **અભિગમ** એટલે **શાંતિગૃહ**-ચૈત્યમાં પ્રવેશ કરવાનો વિધિ અવશ્ય સાચવવો.

## અભિગમના પાંચ પ્રકાર:—

૧—પોતાના ઉપભોગ માટેના ફળ, ફૂલાદિ સચિત વસ્તુનો ત્યાગ કરવો.
૨—વસ્ત્રાભૂષણ, દ્રવ્યાદિ અચિત્ત વસ્તુનો અણુત્યાગ.
૩—મનનો ઉલ્લાસ ભાવ અને એકાગ્રતા રાખવી.
૪—ઉત્તરાસંગ બંને બાજુના છેડા સહિત અને એકવડું રાખવું.
૫—ચૈત્યમાં પ્રવેશ કરતાં ભગવંતને દૂરથી જોઇ અંજલિબદ્ધ પ્રમાણ કરી **નમો જિણાણં** કહેવું.

આ રીતે પાંચ અભિગમ સાચવી આરાધનાની અધિક નિર્મળતા કરવી.

દ્રવ્ય **અને ભાવ** એમ બંને પ્રકારે સ્તવન થઇ શકે છે:–સ્વસ્તિક–સાથીઓ, ફળ, નૈવેદ્ય વિગેરે દ્રવ્ય સ્તવન અને પ્રભુના ગુણ ગાવા–સ્તવન કરવું તે ભાવ સ્તવન.

આજ કાલના થતા દર્શનમાં કેટલાક હેતુઓ જાણવાની અને તે પ્રમાણે વિવેક પુરઃસ્સર વર્તવાની બહુજ અગત્ય છે. જિનભુવન કે જે શાંતિગૃહ અર્થાત શાંતિનું સ્થાન કહેવાય અને ત્યાં ગૃહસ્થો કે સંસારી જીવો–આત્માઓને ઘડીભર ગૃહઉપાધિથી મુક્ત થઇ શાંતિ મેળવવાની હોય છે. આ હેતુ જો ન સચવાય તો બીજું કયું સ્થાન એવું છે કે જ્યાં ભવ્યાત્માઓ શાંતિ મેળવી શકશે? કેટલીક રીતે નિરર્થક થતા કોલાહલ અને અધીરાઇ એ શાંતિ માટે વિઘ્નકર્તા થઇ પડે છે.

**“इक्कोवि नमुक्कारो, जिणवरवस्सहस्स वध्धमाणस्स,**
**संसारसागराओ, तारेइ नरं व नारिं वा.” १**

‘**શ્રી વર્ધમાન સ્વામીને** જો એક પણ નમસ્કાર કરવામાં આવે તો સંસાર સાગરથી માણસોને તારે છે.’ આ વાકય ત્યારેજ ચરિતાર્થ થાય કે જ્યારે યથાવિધિ, હેતુ અને શાંતિપુરઃસર શ્રી જિન ભગવંતની મુદ્રા સમક્ષ તેમના ગુણોનું આલંબન લઇ દ્રવ્યસ્તવન અને ભાવસ્તવન કરવામાં આવે. માટે તેવા અવસરે કાંઇક શાંતિ અને વિવેક સચવાય એવા હેતુથી આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે.

દર્શનવિધિ પછી પૂજન વિધિનો વિષય લીધેલ છે, તેમાં પૂજાના ભેદ તથા તેના હેતુ ટુંકમાં પણ સ્પષ્ટ દર્શાવેલ છે. પૂજાવિધિમાં જે વિવેક સાચવવાનો છે તે અને આજ કાલની પ્રવૃત્તિમાં બહુ ભિન્નતા માલુમ પડશે. અલબત અમે એમ કહેવા નથી માગતા કે તેવી સ્થિતિ, શક્તિ અને પ્રવૃત્તિ થાય ત્યારેજ દર્શન કે પૂજાની પ્રવૃત્તિ હાથ ધરવી. પણ આપણી જે ચાલુ પ્રવૃત્તિ છે તેમાં પ્રતિદિન સુધારો કરવાની જરૂર છે.

આપણે માત્ર નામ માટે નહિ પણ આત્માના આરામ માટે અને મોક્ષના ધામ માટે પૂજા કરવાનો હેતુ ભૂલવો ન જોઇએ. કેટલીક રીતે આપણી ઉપેક્ષાવૃત્તિ હોવાથી તથા મારે આટલું કરવાનું છે, અથવા 'મેં આટલું કર્યું' એમ કહીને કે મનમાં સમજીને સંતોષ માની લઇએ છીએ; પણ તે કેવી રીતે કરવાનું છે, તથા તે બરાબર થયું કે કેમ? તેનો વિચાર કરવો પણ આપણને ભારે થઇ પડે છે. દર્શન તથા પૂજાની મહત્તા, પ્રભુભકિતથી રાવણ, શ્રેણિક વિગેરેને મળેલ પ્રભુતા તથા વિવેકથી દર્શન કે પૂજન કરતાં પ્રત્યક્ષ શાંતિનો અનુભવ, ઇત્યાદિ બાબતો તરફ માનસિક વૃત્તિ જોડી ભાવનાની અધિકતા અને નિર્મળતા પ્રાપ્ત કરવાની છે. દ્રવ્યશુદ્ધિ તો અવશ્ય બરાબર સાચવવીજ જોઇએ અને તેને માટે અષ્ટપ્રકારી પૂજામાં પણ કિંચિત્ સ્વરૂપ બતાવ્યું છે. છતાં તેની સાથે ભાવશુદ્ધિ સાચવવાનું ભૂલી જવું ન જોઇએ. કારણકે દર્શન કે પૂજાના અનુપમ ફળનો મુખ્ય આધાર ભાવશુદ્ધિ ઉપર છે.

ભાવશુદ્ધિ માટે આ પુસ્તકના પશ્ચાત ભાગમાં ચૈત્યવંદનો, કેટલાંક રસિક સ્તવનો અને સ્તુતિઓનો સંગ્રહ કરવામાં આવેલ છે, તે ભવ્યાત્માઓને ઉપયોગી થઇ પડશે.

આ પુસ્તક જૈન શાળાઓમાં એટલે જૈન કન્યાશાળામાં કે જૈન પાઠશાળામાં ઉપયોગી થઇ પડે એવા હેતુથી સરલ ભાષાથી તેની સંકલના કરવામાં આવી છે, છતાં કોઇ સ્થલે ગંભીર ભાવ હોય તો શિક્ષકે સ્પષ્ટ કરી સમજાવવો. શિક્ષકોએ દરેક હેતુ કે અન્ય બાબત પર વિવેચન કરી વિદ્યાર્થીઓના હૃદય અને મસ્તિષ્કમાં પ્રભુપ્રેમ પ્રગટે અને તે સદા પ્રદિપ્ત અને વર્દ્ધમાન રહે, એવી યુક્તિનો પ્રયોગ કરવો. બાલકોના કોમળ મગજમાં પ્રભુપ્રેમના જે સંસ્કારો દૃઢીભૂત થશે, તે તેમની ભાવિ જીંદગીને સદ્‌ગુણી બનાવવામાં બીજારોપણ તુલ્ય થઇ પડશે.

આશા છે કે અમારા વિધિપક્ષ ગચ્છીય જૈન બંધુઓ જૈનશાળાઓમાં તેનો મુક્ત હસ્તે ઉપયોગ કરશે, એટલે આ પુસ્તક પ્રગટ કરવાનો અમારો ઉદ્દેશ સચવાશે અને થયેલ શ્રમ અમે સફલ ગણીશું. એજ.

ॐ शांतिर्भवतु.

**गच्छतः स्खलनं क्वापि, भवत्येव प्रमादतः ।**
**हसन्ति दुर्जनाअत्र, समादधति सज्जनाः ॥ १ ॥**

કચિત્ સ્ખલના કે દૃષ્ટિ દોષ માટે સુધારી વાંચવા વાચકવર્ગને અભ્યર્થના.

લધુરામ લાલન.



ॐ

# શ્રી પંચપરમેષ્ઠી–

## નમસ્કાર.

**नमो अरिहंताणं,**
**नमो सिद्धाणं, नमो आयरिआणं.**
**नमो उवज्झायाणं, नमो लोए सव्वसाहूणं.**
**एसो पंच नमुक्कारो, सव्वपावप्पणासणो.**
**मंगलाणं च सव्वेसिं, पढमं होइ मंगलं.**

**ભાવાર્થ**—શ્રી અરિહંતોને, સિધ્ધોને, આચાર્યોને, ઉપાધ્યાયોને અને લોકમાં સર્વ સાધુઓને નમસ્કાર હો. એ પાંચ નમસ્કાર સર્વ પાપનો વિનાશ કરનાર અને સર્વ મંગલોમાં પ્રથમ મંગલ રૂપ છે.



ॐ

# શ્રી દેવદર્શન—પૂજનવિધિ.



# પ્રભુ દર્શનનું ફળ.

**दर्शनं देवदेवस्य.**
**दर्शनं पापनाशनं.**
**दर्शनं स्वर्ग सोपानं.**
**दर्शनं मोक्ष साधनम्.** ૧

**અર્થ**—શ્રી દેવાધિદેવ પ્રભુનાં દર્શન કરવાથી પાપ બધું નાશ પામે છે, અને સ્વર્ગ તથા મોક્ષરૂપ મધુર ફળ પ્રાપ્ત થાય છે. *

---

* **વિવેચન:**—દેવના પણ દેવ એવા શ્રી અરિહંત ભગવાનના દર્શન કરવાથી ત્રણ પ્રકારનું ફળ મળી શકે છે:—(૧) સર્વ પાપનો નાશ થાય અર્થાત્ હવે પછી આપણને દુઃખ પ્રાપ્ત ન થાય, (૨) પ્રભુના દર્શન કરતાં 'પ્રભુ ત્રણે લોકના નાથ છે' એવી ભાવના પૂર્વક તેમના ગુણ ગાઈએ તો, આપણે સ્વર્ગનાં સુખો પામી શકીએ. કારણકે **પ્રભુ દર્શન** તે સ્વર્ગની **સીડી** તુલ્ય છે અને (૩) જેમ પ્રભુને સમભાવ છે, તેમ તેમનાં દર્શન કરતાં જો આપણામાં ક્ષણવાર પણ સર્વ ઉપર સમભાવ પ્રગટે, તો પ્રભુદર્શનનું ફળ આપણને એ મળે કે, આપણે મોક્ષનાં અનુપમ સુખો—જેનું વર્ણન ન કરી શકાય એવાં સુખો પણ પ્રાપ્ત કરી શકીએ, કારણકે સમભાવ એ સમ્યક્ત્વ વૃક્ષનું બીજ છે અને મોક્ષ એ એ વૃક્ષનું મધુર ફળ છે.

# પ્રભુ પૂજાનું ફળ.



૧—પૂજા કરતાં પ્રાણીઆ,
પોતે પૂજનિક થાય;
રોગ-પીડા વ્યાપે નહિ,
મહા દોષ મટી જાય.
૨—પાંચ કોડીને ફૂલડે,
પામ્યો દેશ અઢાર;
કુમારપાલ રાજા થયો,
વર્ત્યો જયજયકાર.
૩—શ્રી જિનેશ્વરની પૂજના,
ઉત્કૃષ્ટે પરિણામ;
કરતાં કેઇ જીવ પામીયા,
સ્વર્ગ-મોક્ષનાં ધામ.

**વિવેચન:**—જે ત્રણે લોકને પૂજવા યોગ્ય એવા પરમાત્માની ભાવસહિત પૂજા કરે, તે પોતે પણ ત્રણે લોકમાં પૂજવા યોગ્ય થાય; રોગ મટી આરોગ્ય-નિરોગી થાય અને ચિંતા સઘળી દૂર થઇ જાય એટલે સંપૂર્ણ શાંતિ પ્રગટે, એટલુંજ નહિ પણ આપણામાં અનાદિકાળથી રહેલા મોટા મોટા અવગુણો પણ ભાવસહિત પ્રભુ પૂજન કરતાં તે ચાલ્યા જાય-દૂર થઇ જાય. ૧

**કુમારપાલ** રાજાએ પૂર્વ ભવમાં એક વખતે પોતાની પાસે માત્ર પાંચ કોડી હતી, તેના ફૂલ લઇ ભાવ સહિત પ્રભુની પૂજા કરી હતી, તેથી તેણે ભાવ સહિત કરેલી દ્રવ્ય પૂજાનું તેને એવું ફળ મળ્યું કે, તે અઢાર દેશનો રાજા થયો એટલુંજ નહિ પણ સર્વ રીતે તેનો જયજયકાર થયો. ૨

જેમણે ચડતે પરિણામે ભાવ સહિત પ્રભુ પૂજા કરી છે એવા ઘણા ભવ્ય જીવો સ્વર્ગ અને મોક્ષનું સ્થાન પામ્યા છે. એવી શાસ્ત્રમાં ઘણે ઠેકાણે વાત આવે છે, તો આપણે પણ ચડતે ભાવે ભગવાનની પૂજા કરીએ કે, જેથી સ્વર્ગ અને મુક્તિનું સ્થાન પામી શકીએ.

# પ્રભુનાં દર્શન, પૂજન અને સ્મરણ કરવાથી થતા લાભ.

---

પ્રભુ દર્શન—૧-પ્રભુ દર્શન સુખ સંપદા,
પ્રભુ દર્શન નવનિધ;
પ્રભુ દર્શનથી પામીએ,
સકલ પદારથ સિદ્ધ.

પ્રભુ પૂજન—૨-ભાવે જિનવર પૂજીએ,
ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવીએ,
ભાવે કેવળ જ્ઞાન.

૩-જીવડા જિનવર પૂજીયે,
પૂજાનાં ફળ હોય;
રાજા નમે પરજા (પ્રજા) નમે,
આણ ન લોપે કોય.

૪-ફૂલાં કેરા બાગમાં,
બેઠા શ્રી જિનરાજ;
જેમ તારામાં ચંદ્રમા,
તેમ શોભે મહારાજ.

પ્રભુ નામ સ્મરણ—
૫—પ્રભુ નામકી ઔષધિ,
ખરે મનસું ખાય;
રોગ પીડા વ્યાપે નહિ,
મહાદોષ મટી જાય.

૫૩૦૫

# શ્રી દેવ દર્શન વિધિ.



૧–પ્રથમ શ્રી જિન મંદિરમાં પેસતાં એવું ભાવવું કે, 'હવેથી હું ઘર સંબંધી પાપ વ્યાપારનો મન, વચન અને કાયાથી નિષેધ કરૂં છું.' આવું ભાવી ત્રણવાર નિસ્સીહિ–કાયાથી કરવી, મુખેથી બોલવી અને મનમાં ભાવવી.

૨–પછી ગભારામાં દાખલ થતાં પ્રભુનું મુખ દેખતાંજ 'અંજલિબદ્ધ' થઇ એટલે બે હાથ જોડી લલાટને અંજલી અડાડી ઉલ્લાસ–આનંદ પૂર્વક પ્રણામ–વંદન કરવા.

૩–પ્રણામ કર્યા પછી ભાવ સહિત અર્થનો વિચાર કરતાં નીચે પ્રમાણે (અથવા તે ઠેકાણે બીજો પણ શ્લોક કે સ્તુતિ બોલી) સ્તુતિ ઉચ્ચારવી:—

૧—દેવાધિદેવા ચરણ સેવા,
નિત્ય મેવા આપીએ;
નિજ દાસ જાણી દયા આણી,
આપ સમો વડ થાપીએ.

અર્થ—હે દેવાધિદેવ! આપના ચરણની સેવા રૂપ મેવા મને હમેશાં આપો અને હે નાથ! મને આપનો દાસ સમજી કરૂણા કરી આપના જેવો મોટો બનાવો અર્થાત્ કર્મ રહિત કરી મોક્ષનો અધિકારી બનાવો.

૨—ત્રિભુવન નાયક જગ ધણી,
મહા મોટો દાતાર,
મોટે પુન્યે પામીયો,
તુમ દરિસન મહારાજ,

૩—ભવભય ભંજન જગ ગુરૂ,
સુર નર સારે સેવ;
નયણે દીઠા નાથ મેં,
તે દેવાધિદેવ.

१—अद्य मे सफलं जन्म,
अद्य मे सफला क्रिया;
शुभो दिनोदयोऽस्माकं,
जिनेन्द्र! तव दर्शनात्.

२—अद्य मिथ्यान्धकारस्य,
हन्ता ज्ञान दिवाकरः;
उदोतो मच्छरीरेऽस्मिञ्
जिनेन्द्र तव दर्शनात्.

**અર્થ**—હે જિનેંદ્ર! આપના દર્શનથી આજ મારો જન્મ સફલ થયો, આજ મારી સર્વ ક્રિયાઓ સફળ થઇ અને આજે મારા સારા દીવસનો ઉદય થયો. ૧

હે જિનેંદ્ર! આપના દર્શનથી મિથ્યાત્વ રૂપ અંધકારનો નાશ કરનાર જ્ઞાનરૂપ સૂર્યનો આ મારા શરીરમાં ઉદય થયો અર્થાત્ મારા આત્મામાં જ્ઞાનનો પ્રકાશ થયો. ૨

३—अद्याभवत्सफलता नयनद्वयस्य,
देव ! त्वदीय चरणांबुजवीक्षणेन;
अद्य त्रिलोक तिलक ! प्रतिभासते मे,
संसारवारिधिरयं चुलुकप्रमाणः

હે દેવ ! તમારા ચરણ કમલના દર્શન કરવાથી આજે મારા બંને નેત્રો ( આંખો ) સફલ થયાં અને હે ત્રણ લોકના તિલક સમાન નાથ ! હવે આ સંસાર સમુદ્ર મને ચુલુક (અંજલિ ખોબામાં રહેલ પાણી) ની જેમ ભાસે છે અર્થાત્ હવે આ સંસાર સાગર તરવો મને કઠણ નથી. ૩

૪—अन्यथा शरणं नास्ति,
त्वमेव शरणं मम,
तस्मात्कारुण्यभावेन,
रक्ष रक्ष जिनेश्वर !

હે નાથ ! આ જગતમાં આપના શરણ વિના મને બીજું શરણ નથી, માટે હે જિનેશ્વર ! કરૂણા લાવી મારૂં રક્ષણ કરો—મને બચાવો. ૪

૫—नहि त्राता नहि त्राता,
नहि त्राता जगत्त्रये,
वीतरागसमो देवो,
न भूतो न भविष्यति.

કરૂણા લાવી ભવ્યજનોનું રક્ષણ કરનાર વીતરાગ સમાન કોઈ અન્ય દેવ ત્રણે લોકમાં થયા નથી અને થવાના પણ નથી. ૫

૬—प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्न—
वदनकमलमंकः कामिनीसंगशून्यः
करयुगमपि यत्ते शस्त्रसंबंधवंध्यं
तदसि जगति देवो वीतरागस्त्वमेव.

હે નાથ! આપનું દૃષ્ટિયુગ (બંને નેત્રો) શાંતરસથી ભરપૂર છે, મુખકમલ આપનું હમેશાં પ્રસન્ન-ખીલતું છે, ઉત્સંગ (ખોળો) સ્ત્રીના સંગ રહિત છે, કરયુગલ-બંને હાથ શસ્ત્ર વિનાના છે, એવા તો આ જગતમાં એક તમેજ વીતરાગ દેવ છો. ૬

## પ્રથમ—ત્રણ પ્રદક્ષિણા.

૪—જે પ્રભુએ સકલ ભવભ્રમણ-ભમવાનું મટાડવા અનંત જ્ઞાન, અનંત દર્શન અને અનંત ચારિત્ર પ્રગટાવ્યું, તેવા પ્રભુની પ્રદક્ષિણા કરી હું પણ મારૂં ભવભ્રમણ દૂર કરવા પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું. પ્રદક્ષિણા કરતાં નીચે પ્રમાણે ભાવના ભાવતાં ફરવું.—

૫—૧-જ્ઞાન ભાવ-જે પ્રભુએ અજ્ઞાન મટાવવા અનંત જ્ઞાન પ્રગટાવ્યું, તે નાથને મારા જ્ઞાનગુણના લાભ માટે આ પ્રથમ જ્ઞાન ભાવ રૂપે પ્રદક્ષિણા ફરૂં છું. પછી—

૬—૨-દર્શન-જે પ્રભુએ અનંત દર્શન પ્રાપ્ત કરી મિથ્યા-દર્શન હઠાવ્યું, તે પ્રભુના દર્શન કરતાં મને સમકિતનો લાભ થશે, એવી દર્શન ભાવના રૂપે તે પ્રભુની હું પ્રદક્ષિણા કરૂં છે.

૭—૩-ચારિત્ર-જે પ્રભુએ અનંત ચારિત્ર પ્રાપ્ત કરી મિથ્યા પ્રવૃત્તિ હઠાવી, તે ચારિત્ર ગુણના લાભ માટે તેમના ઉપદેશ પ્રમાણે યથાશકિત વર્ત્તવા-ચાલવા આ ત્રીજી ચારત્ર ભાવના રૂપ પ્રદક્ષિણા ફરૂં છું.

૮—આ ત્રણે પ્રદક્ષિણા કરતી વખતે જ્યારે પ્રભુ સન્મુખ આવીએ ત્યારે અર્ધાવનત એટલે અર્ધ શરીર કેડ સુધી નમાવી બે હાથ લલાટે જોડી પ્રભુને નમસ્કાર કરવો. પછી—

૯—ગભારાની વચ્ચે જયાં ખાલી જગા હોય ત્યાં પ્રભુની સામને ત્રણ નિસ્સીહિ પૂર્વક એટલે અન્ય પ્રવૃત્તિનો ત્યાગ કરી

દ્રવ્ય દર્શન કરતાં પ્રથમ પાટલા ઉપર જો પોતાની શકિત હોય તો મોતીથી નહિ તો ચોખાનો સાથીઓ ( સ્વસ્તિક ) કરવો, તેમ કરતાં નીચે પ્રમાણે ભાવના ભાવવી.



જેમ આ સાથીઆની ચાર પાંખડી છે તેમ આ સંસારમાં ચાર ગતિ છે એટલે નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા, આ ચારે ગતિના બંધનમાંથી છુટવાનું સમજવાને સાથીઆ ઉપર ત્રણ મીંડાં કર્યા છે તે પ્રભુના જ્ઞાન, દર્શન અને ચારિત્રનો બોધ કરે છે. અને એ ત્રણે વડે પ્રભુ સિદ્ધગતિ પામ્યા એટલે એ રત્નત્રયી મોક્ષનું અસાધારણ સાધન છે. એવું સમજવા એ ત્રણ બિંદુઓ ઉપર સિદ્ધશિલાનો આકાર છે. હવે પ્રભુ સિદ્ધસ્વરૂપે બિરાજે છે— આવા પ્રભુને હું આ સાથીઓ, તેપર ત્રણ ઢગલી અને તે ઉપર સિદ્ધશિલા કરી નમું છું- સ્તવું છું.

અહીં સુધી દ્રવ્ય દર્શન થયાં, હવે ભાવદર્શન કરતાં પ્રથમ ત્રીજી **નિસ્સીહિ** કરવી એટલે હવે દ્રવ્ય દર્શનનો પણ નિષેધ કરી માત્ર ભાવ દર્શન કરવાનાં છે.

૧૦-નિસ્સીહિ કર્યા પછી ત્રણ **ખમાસમણા** દેવા-ખમાસમણાલેતાં આ પ્રમાણે મુખે બોલવું, મનમાં અર્થ ચિંતવવો અને હૃદયથી ભાવવું:—

**इच्छामि खमासमणो**
**वंदिउं जावणिज्जाए**
**निसीहिआए मत्थएण वंदामि ॥**

એટલે હે ક્ષમાશ્રમણ! (ક્ષમા ગુણ જેમાં પૂર્ણ આવેલ છે એવા પરમ સાધુરૂપ ભગવાન) અન્ય સર્વ પાપ, વ્યાપારનો નિષેધ કરીને અને શરીરની યથાશક્તિએ આપને વાંદવાને ઇચ્છું છું અને મસ્તકવડે વંદન કરૂં છું.

૧૧-પંચાંગ નમસ્કાર કરવો એટલે **इच्छामिखमासमणो** વિગેરે બોલતાં બે હાથ, બે જાનુ-ઢીંચણ અને મસ્તક એ પાંચે અંગનો ભૂમિ સાથે સ્પર્શ કરતાં પંચાંગ નમસ્કાર થાય એટલે એ રીતે પ્રભુને નમવું.

૧૨—પછી નીચે બેશી ડાબો ઢીંચણ ઉંચો રાખી કોઇ પણ એક ચૈત્યવંદન બોલવું:—

## ચૈત્યવંદન.

**આજ દેવ અરિહંત નમું, સમરૂં તારૂં નામ;**
**જ્યાં જ્યાં પ્રતિમા જિન તણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ.**
**શત્રુંજય શ્રી આદિદેવ, નેમ નમું ગિરનાર;**
**તારંગે શ્રી અજિતનાથ, આબુ ઋષભ જુહાર.**
**અષ્ટાપદ ગિરિ ઉપરે, જિન ચોવીશે જોય;**
**મણિમય મૂરતિ માનશું, ભરતે ભરાવી સોય;**
**સમ્મેત શિખર તીરથ વડો, જ્યાં વીશે જિન પાય;**
**વૈભારક ગિરિ ઉપરે, શ્રી વીર જિનેશ્વરરાય.**
**માંડવગઢનો રાજીયો, નામે દેવ સુપાસ;**
**રીખબ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ.**

૧૩—પછી કોઇ પણ એક સ્તવન બોલવું. પરંતુ એટલું ધ્યાન રાખવું કે દેહુરામાં જે પ્રભુ બીરાજતા હોય તે પ્રભુનું સ્તવન બોલવું વધારે ઉચિત કહેવાય. શ્રી આદીશ્વર ભગવાનની પાસે આદિનાથના નામનું સ્તવન અને વીર પ્રભુ પાસે વીરના નામનું સ્તવન બોલવું અને સાથે ચૈત્યવંદન પણ તેજ પ્રભુના નામનું કરવું જોઇએ.

# શ્રી આદિનાથ—સ્તવન.

## પ્રભુના બાહ્ય અંગના લક્ષણો.

જગ જીવન જગ વ્હાલ હો, મારૂ દેવીનો નંદ લાલરે;
મુખ દીઠે સુખ ઉપજે, દરશન અતિહિ આનંદ લાલરે જગ. ૧
આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશી સમ ભાલ લાલરે;
વદન તે શારદ ચંદલો, વાણી અતિહિ રસાલ લાલરે. જગ. ૨
લક્ષણ અંગે વિરાજતા, અડહિય સહસ ઉદાર લાલરે;
રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર લાલરે. જગ. ૩
ઈંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લઇ ઘડીયું અંગ લાલરે;
ભાગ્ય કીહાં થકી આવીયું, અચરિજ એહ ઉત્તંગ લાલરે. જગ. ૪
ગુણ સઘળા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલરે;
વાચક જશવિજયે થુણ્યો, દેજો સુખનો પોષ લાલરે. જગ. ૫

૧૪—પછી ઉભા થઇ उवसग्गहरं નો પાઠ બોલવો:—

१ उवसग्गहरं पासं, पासं वंदामि कम्मघणमुक्कं;
विसहरविसन्निनासं मंगलकल्लाणआवासं.

**અર્થ**—ઉપસર્ગને હરણ કરનાર પાર્શ્વ નામનો યક્ષ જેમની સેવા કરે છે, કર્મના સમુહથી જે મુકત થયા છે, જેમના નામનું સ્મરણ કરતાં વિષધર-સર્પનું ઝેર દૂર થાય-અર્થાત્ અસર ન કરે અને જે મંગલ અને કલ્યાણના આવાસ-મંદિર છે, એવા **પાર્શ્વનાથ** પ્રભુને હું વંદન કરૂં છું. ૧

**२ विसहर फुलिंगमंतं, कंठे धारेइ जो सया मणुओ,**
**तस्स ग्गह रोग मारी, दुट्ठ जरा जंति उवसामं.**

વિસહર ફુલિંગ નામનો મંત્ર, જે માણસ કંઠને વિષે હમેશાં ધારણ કરે; તેને દુષ્ટ ગ્રહ, રોગ, મરકી અને જરા બાધા ન કરે અર્થાત્ એ બધા શાંત થઇ જાય છે. ૨

**३ चिट्ठउदूरेमंतो, तुज्झपणामोवि बहुफलो होइ;**
**नरतिरिएसुविजीवा, पावंति न दुक्ख दोगच्चं.**

હે પ્રભુ ! આપના નામ રૂપ પવિત્ર મંત્ર તો દૂર રહ્યો પરંતુ આપને કરેલ નમસ્કાર પણ બહુ ફલદાયક થાય છે. જે જીવો આપને સાચા ભાવથી નમસ્કાર કરે છે, તેઓ મનુષ્ય-કે તિર્યંચ ગતિમાં છતાં દુઃખ કે દૌર્ભાગ્ય પામતા નથી.

**४ तुह सम्मते लद्धे, चिंतामणिकप्पपायवब्भहिए;**
**पावंति अविग्घेणं, जीवा अयरामरं ठाणं.**

ચિંતામણી અને કલ્પ વૃક્ષ કરતાં પણ અધિક હિતકારી એવું તમારૂં—તમારાં પાસેથી-સમ્યકત્વ પ્રાપ્ત થતે પ્રાણીઓ જલદી અજરામર સ્થાનને પામે છે. ૪

**५ इअ संथुओ महायस, भत्तिब्भरनिब्भरेण हिअएण**
**ता देव दिज्ज बोहिं, भवे भवे पास जिणचंद.**

હે મોટા યશવાળા પ્રભુ ! ભક્તિ ભરપૂર હૃદયથી આ આપનું સ્તવન કર્યું; તે કારણ માટે હે જિનચંદ્ર પાર્શ્વપ્રભુ! ભવોભવ આપનું સમકિત મને પ્રાપ્ત થાઓ—આપો. ૫

૧૫—પછી નીચે બેશીને ડાબો ઢીંચણ ઉંચો રાખી '**नमुत्थुणं**' અર્થ ભાવતાં ભાવતાં બોલવું :—

**नमुत्थुंणं, अरिहंताणं, भगवंताणं,**
**आइगराणं, तित्थयराणं, सयंसंबुद्धाणं.**

અર્થ—અરિહંત ભગવંતોને નમસ્કાર થાઓ, જેઓ ધર્મની આદિ—શરૂઆત કરનારા છે, ધર્મ તીર્થને પ્રવર્ત્તાવનારા છે અને સ્વયંબુદ્ધ-પોતાની મેળે બોધ પામેલા છે.

**पुरिसुत्तमाणं, पुरिससीहाणं, पुरिसवर पुंडरीआणं,**
**पुरिसवर गंधहत्थीणं, लोगुत्तमाणं.**

પુરૂષોને વિશે જે ઉત્તમ છે, પુરૂષોમાં જે સિંહ સમાન છે, પુરૂષોમાં જે શ્રેષ્ઠ પુંડરીક કમલ સમાન છે, પુરૂષોમાં જે શ્રેષ્ઠ ગંધ હસ્તી સમાન છે અને લોકને વિશે જે ઉત્તમ છે.

**लोगनाहाणं, लोगहिआणं, लोगपईवाणं,**
**लोगपज्जोअगराणं, अभयदयाणं.**

જે લોકના નાથ છે, લોકના હિતકારક છે, જે લોકને વિશે દીપક સમાન છે, લોકને વિશે ઉદ્યોત કરનારા છે અને જીવોને અભયદાન આપનારા છે.

**चक्खुदयाणं, मग्गदयाणं, सरणदयाणं,**
**बोहिदयाणं, धम्मदयाणं, धम्मदेसियाणं.**

જે અંતર ચક્ષુ આપનારા, મોક્ષ માર્ગ આપનારા, સાચુ શરણુ આપનારા, સમકિત આપનારા, ધર્મ આપનારા અને ધર્મને ઉપદેશ આપનારા છે.

**धम्मनायगाणं, धम्मसारहीणं,**
**धम्मवरचाउरंतचक्कवट्टीणं.**

જે ધર્મના નાયક—નાથ છે, ધર્મના સારથી છે અને ચાર ગતિનો અંત કરનાર એવા ધર્મ રૂપ ચક્રને ધારણુ કરનારાછે—ધર્મ ચક્રવર્તી છે.

**अप्पडिहयवरनाणदंसणधराणं,**
**विअट्ट छउमाणं, जिणाणं, जावायणं.**

જે કદાપિ ન વિઘટે એવા કેવલ જ્ઞાન અને કેવલ દર્શનને ધારણુ કરનારા છે, છદ્મસ્થ અવસ્થા રહિત છે, જે પોતે રાગ દ્વેષને જીતનારા છે અને બીજાને જીતાવનારા છે.

**तिन्नाणं, तारयाणं बुद्धाणं,**
**बोहयाणं, मुत्ताणं, मोअगाणं.**

જે પોતે ભવસાગરથી તરી બીજાને તારનારા છે, જે પોતે સ્વયં બોધ પામી બીજાને બોધ કરનારા છે અને જે પોતે કર્મ-બંધનથી મુક્ત થઇ બીજાને મુક્ત કરનારા છે.

**सव्वन्नूणं, सव्वदरिसिणं, सिवमयल;**
**मरुअ मणंत मक्खयमव्वाबाह मपुणराविति,**

જે સર્વજ્ઞ એટલે બધું જાણનારા અને સર્વ દર્શી એટલે બધું જોનારા છે, અને જે ઉપદ્રવ રહિત. અચલ, રોગ રહિત, અનંત, અક્ષય, અવ્યાબાધ અને જ્યાંથી પાછું આવવું નથી એવા—

**सिद्धि गइ नामधेयं ठाणं संपत्ताणं,**

**नमो जिणाणं.**

અને સિદ્ધિ ગતિ છે નામ જેનું એવા સ્થાનને પ્રાપ્ત થયેલા છે તે જિનોને નમસ્કાર થાઓ.

૧૭—પછી ઉભા થઇ અંજલિબદ્ધ जे अईआ નો પાઠ કહેવો.

**जे अईआ तित्थयरा, जे भविस्संति णागए काले;**
**जे आवि वट्टमाणा ते सव्वे भावओ नमिमो.**

અર્થ—જે તીર્થંકરો અતીત કાલમાં થઇ ગયાં છે, જે ભવિષ્ય કાલમાં થવાના છે અને જે વર્તમાન કાલમાં વિચરે છે, તે સર્વ જિનેશ્વરોને અમે ભાવથી નમસકાર કરીએ છીએ.

**सुरकयं मणुअकयंवा, भुवणतिगेसासयंचजंतित्थं;**
**तं सयलमिहठिओ विहु, मणवयणतणुहि पणमामि**

ત્રણ લોકમાં દેવતા અને મનુષ્યોના બનાવેલા તથા જે કોઇ શાશ્વત ચૈત્ય-તીર્થ છે, તે સર્વને હું અહિં રહ્યો છતો મન, વચન અને કાયાથી પ્રણમું છું—નમું છું.

**जत्थय जिणाणं जम्मो, दिक्खानाणं च निसीहिआ जत्थ;**
**जाई च समोसरणा, ताओ भूमिओ वंदामि.**

જયાં જયાં શ્રી જિનેશ્વરોનો જન્મ, દિક્ષા, કેવલ જ્ઞાન, મોક્ષ અને સમવસરણ થયા છે, તે ભૂમિને પણ હું વંદન કરૂં છું.

**एवमसासयसासय, पडिमाथुणियाजिणंदचंदाणं सिरिममहिंद भुवणिंद-चंदमुणिविंदथुअमहिमा.**

એ પ્રમાણે શાશ્વત અને અશાશ્વત જિન પ્રતિમાંઓની સ્તુતિ કરી, કે જેમનો મહિમા દેવેંદ્રો, નાગેંદ્રો, અને મુનિવરોએ સ્તવ્યો છે. અર્થાત્ દેવેંદ્ર અને યોગીંદ્ર વંદ્ય છે.

૧૮—ત્યાર પછી કોઇ પણ સ્તુતિ બોલવી.

### સ્તુતિ.

**અષ્ટાપદે શ્રી આદિજિનવર વીર પાવાપુરી વરૂ,**
**વાસુપૂજય ચંપા નયર સિદ્ધા નેમ રેવાગિરિ વરૂ;**
**સમ્મેત શિખરે વીશ જિનવર મોક્ષ પહોતા મુનિવરૂ,**
**ચોવીશ જિનવર નિત્ય વંદું સયલ સંઘ સુહંકરૂ.**

### સ્તુતિ.

સકલ કર્મ વારી, મોક્ષ માર્ગાધિકારી,
ત્રિભુવન ઉપગારી, કેવલ જ્ઞાન ધારી;
ભવિયણ નિત સેવો, દેવ એ ભક્તિ ભાવે,
એ જિનભજંતાં સર્વ સંપત્તિ આવે. ૧
જિનવર પદ સેવા સર્વ સંપત્તિ દાયી,
નિશદિન સુખદાઇ કલ્પ વલ્લી સહાઇ,
નમિ વિનમિ લહી જે સર્વ વિદ્યા વડાઇ;
રખિભ જિનહ સેવા સાધતાં તેહ પાઇ. ૨

१ अशोकवृक्षः सुरपुष्पवृष्टि
र्दिव्यध्वनिश्चामरमासनंच ।
भामंडलं दुंदुभिरातपत्रं
सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥ १ ॥

**અર્થ**—અશોક વૃક્ષ, દેવતાઓએ કરેલ પુષ્પ વૃષ્ટિ, મધુર ધ્વનિ ચામર, સિંહાસન, ભામંડલ, દેવદુંદુભિ અને છત્ર, એ સર્વ તીર્થંકરોને આઠ પ્રાતિહાર્યો હોય છે.

———:o:———

# શ્રી જિન પૂજન વિધિ.

———:o:———

'જિન પ્રતિમા જિનસરખી જાણો,' આ શાસ્ત્રના વાકય પ્રમાણે શ્રી જિન પ્રતિમાને સાક્ષાત્ શ્રી અરિહંત ભગવાનની જેમ માનવી જોઇએ. જેમ શાહીથી કાગલ પર લખેલા અક્ષરોથી પ્રભુના વચનો સમજાય છે—શાસ્ત્રબોધ થાય છે, માટે તેનું બહુ માન કરીએ છીએ, તેમ પ્રતિમા પણ પ્રભુના શાંતિ, ક્ષમાદિ ગુણોનો બોધ કરનારી છે; માટે તેની પૂજા ભકિત કરવી આવશ્યક છે.

પ્રભુની પૂજા કરવા જતાં પ્રથમ અંગ શુદ્ધિને માટે ચોખ્ખી અને નિર્જીવ જગાએ સ્નાન કરવું, પછી શુદ્ધ વસ્ત્ર પહેરવાં, આ દ્રવ્ય શુદ્ધિ સાથે ભાવ શુદ્ધિ-મનનો ઉલ્લાસ પણ સાચવવી, કારણ કે ભાવશુદ્ધિ રાખવાથી આત્મા નિર્મલ થાય છે. પછી પાંચ અભિગમ સાચવી ત્રણ નિસ્સીહિપૂર્વક જિન મંદિરમાં પ્રવેશ કરવો.

પ્રભુની પૂજા ત્રણ પ્રકારે થાય છે—અંગ પૂજા[1], અગ્રપૂજા[2] અને ભાવપૂજા[3]. તેમાં અંગપૂજાના પાંચ પ્રકાર છે—૧–ન્હવણ[1], ૨–ચંદન, ૩–પુષ્પ, ૪–ધૂપ અને ૫–દીપ, તથા અગ્રપૂજાના ત્રણ ભેદ છે—૧–અક્ષત–શુદ્ધ ચોખા, ૨–નૈવેદ્ય–સાકર પ્રમુખ અને ૩ ફલ–સોપારી શ્રીફલ પ્રમુખ. એમ અંગપૂજા અને અગ્રપૂજાના બધા મળી સંક્ષેપમાં આઠ ભેદ થાય છે અને તેથી 'અષ્ટપ્રકારી પૂજા' એવા ઉપનામથી તે પ્રસિદ્ધ છે. આ અષ્ટ પ્રકાર સાથે ભાવપૂજા એટલે ભાવના હોવાથી પૂજાનું ફળ ઉત્તમ પ્રકારનું મળે છે.

આ અષ્ટ પ્રકારી દ્રવ્ય પૂજા કરતાં આ પ્રમાણે ભાવના ભાવવી જોઇએ.

## ૧–જળ[1] પૂજા.

**દોહા–જળ પૂજા જુગતે કરો, મેલ અનાદી વિનાશ;**
**જળ પૂજા ફળ મુજ હજો માગો એમ પ્રભુ પાસ. ૧**

**ભાવાર્થ**—પ્રભુને અભિષેક કરતાં એવું ભાવવું કે હે નાથ! જેમજળ પક્ષાલનથી બાહ્ય મળનો નાશ થાય છે તેમ આપનું ન્હવણ કરતાં મારા આત્માના કર્મ મળનો નાશ થાઓ.

૧–પંચામૃત–એટલે ગાયનું દૂધ–દહીં અને ઘી તથા સાકર અને જળ એ પાંચ વસ્તુથી જળ પૂજા થાય છે.

## ૨–ચંદન[1] પૂજા.

**દોહા–આતમ ગુણ વાસન ભણી, ચંદન પૂજા સાર;**
**જેમ મઘવા અપછર કરે, તેમ કરીયે નરનાર. ૨**

**હે પ્રભુ! જેમ આ ચંદનમાં શીતલતા રહી છે તેવો શીતલ-ગુણ આપનામાં સંપૂર્ણ પ્રગટયો છે, તે ગુણ મારામાં પ્રગટે તેટલા માટે હું ચંદન પૂજા કરૂ છું.**

૧–ચંદન પૂજા એ નામથીજ એમ સમજાય છે કે ચંદન ઘસીને પૂજા કરવી. હાલમાં કેસરનો વધારે ઉપયોગ થાય છે અને ચંદન બહુજ ઓછું વપરાય છે, તેથી ચંદન પૂજાની શીતલતાનો હેતુ સંપૂર્ણ સચવાતો નથી માટે ચંદનનો વધારે ઉપયોગ કરવો.

## ૩–પુષ્પ[૧] પૂજા.

**દોહા–હવે ત્રીજી સુમનસ તણી, સુમનસ કરણ સ્વભાવ;**
**ભાવ સુગંધ કરણ ભણી, દ્રવ્ય કુસુમ પ્રસ્તાવ. ૩**

**હે પ્રભુ! આ પુષ્પમાં જેમ સુગંધ રહી છે, તેમ મારા આત્મામાં ભાવ સુગંધ–એટલે જ્ઞાનાદિ ગુણ પ્રગટ થાઓ, એવું આ પુષ્પ આપને સમર્પણ કરી હું ઇચ્છું છું.**

૧–પ્રભુ પૂજન માટે લાવેલાં પુષ્પો વાસી એટલે ગયા દીવસના ઉતારેલ ન હોવાં જોઇએ તથા ઝાડની નીચે જમીન પર પણ પડેલાં ન જોઇએ. શરીર શુદ્ધિ પૂર્વક બહુજ વિવેકથી ઉતારેલ પુષ્પો તથા તેની માળા પણ શુદ્ધતાથી ગુંથેલી ઉપયોગમાં લેવી.

## ૪–ધૂપ[૧] પૂજા.

**દોહા–કર્મ સમિધ દાહન ભણી, ધ્યાનાનલ સળગાય;**
**દ્રવ્ય ધૂપ કરી આતમા, સહજ સુગંધિત થાય. ૪**

હે પ્રભુ! જેમ અગ્નિમાં પડેલ ધૂપનો ધૂમાડો ઉંચે ગતિ કરે છે, તે આપના ધ્યાન કે ભકિતરૂપ અગ્નિમાં મારાં કર્મરૂપ કાષ્ઠ બળી જતાં મારો આત્મા સ્વગુણોથી વાસિત થાઓ.

૧—ધૂપમાં દશાંગ ધૂપ વાપરવો વધારે ઉચિત છે અને તે ઘણા સુગંધી દ્રવ્યોનો બનેલો હોવો જોઇએ. કારણકે તેવાં સુગંધી દ્રવ્યોના ધૂપથી દેરાસરમાંના અશુભ રજ:કણો દૂર થઇ સારી સુગંધ પ્રસરે છે. અથવા સારી અગરબત્તીનો ઉપયોગ કરવો.

## ૫—દીપ પૂજા.[1]

દોહા-પંચમ ગતિ વરવા ભણી, પંચમી પૂજા રસાળ;
કેવળ રત્ન ગવેખવા, ધરીયે દીપક માળ. ૫

હે પરમાત્મન્! જેમ આ દીપક અંધકારનો નાશ કરે છે, તેમ મારા આત્મામાં રહેલ અજ્ઞાન રૂપ અંધકાર દૂર કરવા માટે આપની દીપક પૂજા કરૂં છું.

૧—દીપ શુદ્ધ ઘીનો હોવો જોઇએ. અશુદ્ધ ઘી વાપરવાથી મલીન રજ:કણો પ્રસરે છે. સાથે એ પણ યાદ રાખવું કે દીવો ઉઘાડો કદી ન રાખવો, તેમ કરતાં ઘણાં જંતુઓ બળી મરી જાય છે; તેથી આશાતના અને હિંસા બંને દોષ ઉત્પન્ન થાય છે. માટે ઉપયોગ રાખવો.

## ૬—અક્ષત પૂજા.[1]

દોહા-અક્ષય પદ સાધન ભણી, અક્ષત પૂજા સાર;
જિન પ્રતિમા આગળ મુદા, ધરીયે ભાવ નરનાર. ૬

અક્ષત એટલે ચોખાનો સાથીઓ કરતાં એ ભાવવાનું છે કે હે પ્રભુ! આ સાથીઆમાં દર્શાવેલ ચાર ગતિમાંથી રત્નત્રયીની આરાધનાથી મારો આત્મા મુક્ત થઇ સિદ્ધાવસ્થાનું અક્ષત સ્થાન પામો.

૧—આ પૂજા જો પોતાની શક્તિ હોય તો સાચા મોતીનો સાથીઓ કરવો અથવા તો ઉંચા પ્રકારના ચોખાનો ઉપયોગ કરવો. હલકા ચોખ કે કણકીના ચોખા વાપરવા નહિ.

## ૭—નૈવેદ્ય[1] પૂજા.

**દોહા—નિર્વેદી આગળ ઠવો, શુચિ નૈવેદ્ય રસાળ,**
**વિવિધ જાતિ પકવાન્નસું, ભરિ અષ્ટાપદ થાય. ૭**

હે નાથ! આપ સદા અણાહારી છો, માટે આપની પાસે નૈવેદ્ય મૂકી સર્વથા આહારનો ત્યાગ કરી સદાને માટે આપના જેવું અણાહારી પદ માગું છું.

૧—નૈવેદ્ય-એટલે મીઠાઇ-સાથીઆ પર અથવા બીજા થાળ કે રકાબીમાં ધરી મૂકવી; પરંતુ મીઠાઇ ચોખા ઘી સાકરની હોવી જોઇએ અને સાથે બહુજ ચોખ્ખાઇ અને વિવેકથી બનાવેલી હોવી જોઇએ. કંદોઇની દુકાનેથી લાવેલ મીઠાઇનો પૂજામાં ઉપયોગ કરવો યોગ્ય નથી. કારણકે તે શુદ્ધ ઘી તથા સ્વચ્છતાથી બનાવેલ હોતી નથી.

## ૮—ફળ[1] પૂજા.

**દોહા—અષ્ટમી ગતી વરવા ભણી, આઠમી પૂજા સાર;**
**તરૂ સંચિત ફળ પામિયે, ફળથી ફળ નિરધાર. ૮**

હે પ્રભુ! આ ફલથી આપની પૂજા કરી આપની પાસે એ માગું છું કે મને મોક્ષ રૂપ ફલ પ્રાપ્ત થાઓ.

૧—શ્રીફલ, નારંગી, સંતરાં, પપઇ વિગેરે ઉત્તમ પ્રકારના પાકેલાં ફળો સાથીઆ ઉપર અથવા થાળી કે રકાબીમાં પ્રભુ આગળ ધરવાં. પ્રશસ્ત કે સુવાસિત ફળો ધરવાં પણ ક્ષુદ્ર કે હલકાં ફળોનો પ્રભુ પૂજામાં ઉપયોગ ન કરવો. ઉંચામાં ઉંચાં ફળ વાપરવાં.

એ રીતે અષ્ટ પ્રકારી પૂજાની ભાવનાઓ સંક્ષેપમાં કહી પણ એનો અનુક્રમ શી રીતે છે, તે બતાવે છે:—

શરૂઆતમાં દ્રવ્ય શુદ્ધિ સાથે પ્રભુના અંગને પૂંજી પંચામૃતથી ન્હવણ કરવું. ત્યાર બાદ વાળાકુંચી નહિ પણ શુદ્ધ બારીક કપડાથી અંગ લુંહણા કરવી, તે વખતે અને ચંદન પૂજા વિગેરે કરતાં પોતાનું મુખ સારા રૂમાલથી બાંધવું જાઇએ. ત્યાર બાદ સ્વલ્પ કેસર નાંખી શુદ્ધ જળથી ચંદન ઘસી તેમાં બને તો ભીમસેની બરાસ વિગેરે સુગંધી દ્રવ્ય નાખી એક નાની વાટકીમાં લઇ ધૂપ કરી-અગરબત્તી અથવા દશાંગ ધૂપ ઉવેખી સુગંધી ધૂપ ફેલાવી પ્રભુની ચંદન પૂજા કરવી. આ પૂજા પ્રભુના નવ અંગે કરવામાં આવે છે. પ્રત્યેક અંગે તિલક કરતાં અર્થ વિચારણા પૂર્વક નીચેની ગાથાઓ બોલવી અને અનુક્રમે તિલક કરવા.

**પ્રભુના બંને ચરણાંગુઠે તિલક કરતાં—**

**જળ ભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત;**
**ઋષભ ચરણ અંગુઠડો, દાયક ભવજલ અંત. ૧**

**બંને ઢીંચણ પર તિલક કરતાં—**

**જાનુ બલે કાઉસગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ;**
**ખડા ખડા કેવલ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨**

**હાથ કે બંને કાંડા પર તિલક કરતાં—**

**લોકાંતિક વચને કરી, વરસ્યા વરસી દાન;**
**કર કાંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુ માન. ૩**

બંને ખભા પર તિલક કરતાં—

માન ગયું હોય અંસથી, દેખી વીર્ય અનંત;
ભુજા બલે ભવજલ તર્યા, પૂજો ખંધ મહંત. ૪

નાભી કમલપર તિલક કરતાં—

રત્નત્રયી ગુણ ઉજલી, સકલ સુગુણ વિસરામ;
નાભિ કમલની પૂજના, કરતાં અવિચલ ધામ. ૫

હૃદય પર તિલક કરતાં—

હૃદય કમલ ઉપશમબલે, બાળ્યા રાગ ને રોષ;
હિમ દહે વન ખંડને, હૃદય તિલક સંતોષ. ૬

કંઠ પર તિલક કરતાં—

સોળ પહોર દેઇ દેશના; કંઠ વિવર વર્તુલ;
મધુર ધ્વનિ સુર નર સુણે, તેણે ગળે તિલક અમૂલ. ૭

લલાટ પર તિલક કરતાં—

તીર્થંકરપદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૮

શિર શિખા પર તિલક કરતાં—

સિદ્ધ શિલા ગુણ ઉજલી, લોકાંતે ભગવંત;
વસીયા તેણે કારણ ભવી, શિર શીખા પૂજંત. ૯

નવાંગે તિલકનો હેતુ—

ઉપદેશક નવ તત્વના, તેણે નવ અંગ જિણંદ;
પૂજો બહુ વિધ ભાવથી, કહે શુભ વીર મુણિંદ ૧૦

આ પ્રમાણે નવ અંગે ચંદનના તિલક કરતાં ભાવના સાથે ગાથાઓ બોલવી પછી સુગંધી પુષ્પો કે પુષ્પમાળા ઉપર કહ્યા તેવા શુદ્ધ, નિર્મલ ભાવથી ભાવના ભાવતાં પ્રભુ અંગે ચડાવવાં, ત્યાર બાદ શુદ્ધ ઘીનો દીપક કરી પ્રભુ આગળ ધરી ઉપર પ્રમાણે ભાવના ભાવવી. તે પછી સાચા મોતી કે અક્ષતનો સાથીઓ કરી તે પર ઉપર કહ્યા મુજબ શુદ્ધ નૈવેદ્ય અને ફળ રાખી પ્રથમ કહ્યા મુજબ ભાવના ભાવવી. આ રીતે ભાવના પૂર્વક કરેલી અષ્ટ પ્રકારી પૂજા અષ્ટ મહા સિદ્ધિ અને સિદ્ધના આઠ ગુણને પ્રગટાવે છે.

આ શિવાય પૂજાના બીજા સત્તર પ્રકાર પણ ગણાય છે તે આ પ્રમાણે :—

૧ ન્હવણ, ૨ વિલેપન, ૩ વસ્ત્રયુગ, ૪ વાસક્ષેપ,
૫ પુષ્પ, ૬ પુષ્પમાળા, ૭ પંચ વર્ણ પુષ્પ, ૮ ચૂર્ણ,
૯ ધ્વજા, ૧૦ આભરણ, ૧૧ પુષ્પગૃહ, ૧૨ પુષ્પ પગર,
૧૩ અષ્ટ મંગલ, ૧૪ ધૂપ, ૧૫ ગીત, ૧૬ નૃત્ય,
૧૭ વાજીંત્ર, એ રીતે સત્તર ભેદો સમજવા.

આ અષ્ટ અને સત્તર ભેદ શિવાય બીજા એકવીશ પ્રકારે, એક સો આઠ પ્રકારે, અને એક હજાર અને આઠ ભેદથી પણ દ્રવ્ય પૂજા થાય છે. આ બધા દ્રવ્ય પૂજાના ભેદો સાથે ભાવ પૂજા ભળે છે; ત્યારે પૂજા કરનાર ઉત્તમ ફલ એટલે સદ્‌ગતિનું ભાજન થાય છે-મોક્ષ પામી શકે છે.

આ પ્રમાણે દ્રવ્ય પૂજા કર્યા પછી ભાવ પૂજા એટલે પ્રભુના જ્ઞાનાદિ અનંત ગુણો ભાવવા, સ્તવવા અને તેવા ગુણો પોતાના આત્મામાં પ્રગટ થાય એવી પ્રભુ પાસે પ્રાર્થના કરવી જોઇએ.

આ પ્રમાણે દ્રવ્ય અને ભાવનાપૂર્વક પૂજા કર્યા પછી પાંચ કે સાત દીવા પ્રગટાવી પ્રભુની આરતિ ઉતારવી અને પછી મંગલ દીવો કરવો. આરતિ ઉતારતી વખતે નીચે પ્રમાણે અર્થ વિચારી ગાથાઓ બોલવી.

## આરતિ.

પહેલી આરતિ પ્રથમ જિણંદા,
શત્રુંજય મંડણ રિખભ જિણંદા;
શ્રી સિદ્ધાચલ તીર્થે આવ્યા,
પુરવ નવાણું ભવિક મન ભાવ્યા.
આરતિ કીજે શ્રી જિનવરકી. ૧

દૂસરી આરતિ શાંતિ જિણંદકી,
શાંતિ કરે પ્રભુ શિવ મારગકી;
પારેવો જેણે શરણે રાખ્યો,
કેવલ પામીને ધર્મ પ્રકાશ્યો.
આરતિ કીજે શ્રી જિનવરકી. ૨

તીસરી આરતિ શ્રી નેમનાથ,
રાજુલ નારી તારી નિજ હાથ;
સહસ પુરૂષસું સંજમ લીધો,
કરી નિજ કારજ આતમ સીધો.
આરતિ કીજે શ્રી જિનવરકી. ૩

ચોથી આરતિ ચિહુંં ગતિ વારી,
પારસનાથ ભવિક હિતકારી;
ગોડીપાસ સંખેશ્વર પાસ,
ભવિજનની પૂરે મન આશ.
આરતિ કીજે શ્રી જિનવરકી. ૪

પંચમી આરતિ શ્રી મહા વીર,
મેરૂ પરે જેમ રહ્યા ધીર;
સાઢા બાર વરસ તપ તપીયા,
કર્મ ખપાવીને શિવપુર વસીયા.
આરતિ કીજે શ્રી જિનવરકી. ૫

એણિ પરે જિનજીની આરતી કરશે,
શુભ પરિણામે શિવપુર વરશે;
એણિપરે જિનજીની આરતી ગાવે,
શુભ પરિણામે શિવપુર જાવે;
કર જોડી સેવક એમ બોલે,
નહિ કોઇ મારા જિનજીની તોલે. ૬
આરતિ કીજે શ્રી જિનવરકી.

## માંગલીક-દીવો.

દીવોરે દીવો મંગલિક દીવો,
આરતી ઉતારીને બહુ ચિરંજીવો. દીવો.
સોહામણું ઘેર પર્વ દીવાળી,
અંબર ખેલે અમરા બાળી. દીવો.
દીપાળ ભણે એણે કુળ અજુઆળી,
ભાવે ભગતે વિઘન નિવારી. દીવો.
દીપાળ ભણે એણે કળિકાળે,
આરતી ઉતારી રાજા કુમારપાળે. દીવો.
અમ ઘેર મંગલિક તમ ઘેર મંગલિક,
ચતુર્વિધ સંઘ ઘેર મંગલિક દીવો. દીવો.

દ્રવ્ય દર્શન કે દ્રવ્ય પૂજન કર્યા પછી ભાવ દર્શન અને ભાવ પૂજન માટે કેટલાંક પ્રચલિત અને ઉપયોગી ચૈત્યવંદનો સ્તવનો અને સ્તુતિઓનો અહીં સંગ્રહ કરેલો છે.

## ભાવના.

**ते जन्मभाजः खलु जीवलोके,**
**येषां मनो ध्यायति तीर्थनाथम्;**
**वाणी गुणान् स्तौति कथां शृणोति,**
**श्रोत्रद्वयं ते भव मुत्तरन्ति.**

અર્થ—આ જગતમાં ખરેખર તેઓજ ભાગ્યશાળી છે કે, જેમનું મન અરિહંત ભગવાનનું ધ્યાન કરે છે, જેમની વાણી પ્રભુના ગુણ ગાય છે અને જેમના કર્ણો પ્રભુના વચનામૃતોનું પાન કરે છે. તે ભવ્ય જીવો આ સંસાર સાગરથી સત્વર તરી જાય છે.

### વીતરાગનું ધ્યાન કરે તે વીતરાગ થાય--

**वीतरागं यतो ध्यायन्,**
**वीतरागो भवेद् भवी;**
**ईलिका भ्रमरी भीता,**
**ध्यायन्ती भ्रमरी यथा.**

અર્થ—જે ભવ્ય જીવ વીતરાગનું ધ્યાન કરે તે વીતરાગ થાય, જેમ ચેળ ભ્રમરીથી ભય પામી તેનું ધ્યાન કરતાં ભમરી થાય છે.

# જિન ભકિત–યાચના.



जिने भक्ति जिने भक्ति,
जिने भक्ति दिने दिने;
सदा मेस्तु सदा मेस्तु,
सदा मेस्तु दिने दिने. १

**અર્થ**—શ્રી જિનેશ્વર પ્રભુ ઉપર દીવસે દીવસે ભારી વધારે ને વધારે ભક્તિ થાઓ એમ હું ઇચ્છું છું. ૧

**વીર–પ્રભુનો—**

श्रीमते वीरनाथाय,
सनाथायाद्भुतश्रिया;
महानंद सरोराज,
मरालायार्हते नमः २

**અર્થ**—અદ્દભુત લક્ષ્મીએ કરી યુક્ત અને મહા આનંદ (મોક્ષ) રૂપ સરોવરને હંસની સમાન શોભા પામનારા શ્રીમાન્ વીર પ્રભુને નમસ્કાર થાઓ. ૨

# पंच परमेष्ठीरूप मंगल.



अर्हन्तो भगवन्त इन्द्र महिताः सिद्धाश्च सिद्धिस्थिता
आचार्या जिनशासनोन्नतिकराः पूज्या उपाध्यायकाः
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधकाः
पंचैते परमेष्ठीनः प्रतिदिनं कुर्वन्तु वो मंगलम्. ।१।

જિન પ્રતિમા જિન સારિખી, ભેદ નહી લવલેશ;
દર્શન પૂજા ભકિતથી, તરિયા જીવ અનેક.

**અર્થ**—ચોશઠ ઇંદ્રોએ કરી પૂજાયલા અરિહંત ભગવાનો, મોક્ષમાં રહેલા સિદ્ધ ભગવાનો, શ્રી જિનશાસનની ઉન્નતિ કરનારા આચાર્યો, પૂજ્ય એવા ઉપાધ્યાય મહારાજો અને જ્ઞાન, દર્શન તથા ચારિત્રનું આરાધન કરનારા તથા શ્રી સિદ્ધાંતનું અધ્યયન કરનારા મુનિરાજો, આ પાંચ પરમેષ્ઠી ભગવાનો પ્રતિદિન તમારૂં કલ્યાણ કરો. ૧

# આદીશ્વર—સ્તુતિ.

**पूर्णानंदमयं महोदयमयं कैवल्य चिद्दृङ्मयं,**
**रूपातीतमयं स्वरूपरमणं स्वाभाविकी श्रीमयं;**
**ज्ञानोद्योतमयं कृपारसमयं स्याद्वाद विद्यालयं,**
**श्रीसिद्धाचल तीर्थराज मनिशं वंदेहमादीश्वरम्. १**

**અર્થ**—પૂર્ણાનંદ રૂપ, મહાઉદય રૂપ, કેવલ જ્ઞાન કેવલ દર્શનવાળા, રૂપ રહિત, આત્મસ્વરૂપમાં રમણ કરનારા, સ્વભાવિક લક્ષ્મી યુક્ત, જ્ઞાનરૂપ પ્રકાશવાળા, કરૂણારસયુક્ત સ્યાદ્વાદવિદ્યાના ભંડાર, અને શ્રી સિદ્ધાચલ તીર્થના અધિરાજ એવા શ્રી આદીશ્વર ભગવાનને મારા નિરંતર વંદન હો. ૧

# શ્રી પાર્શ્વનાથ સ્તુતિ.

**कमठे धरणेंद्रे च, स्वोचितं कर्म कुर्वति;**
**प्रभुस्तुल्यमतोर्वृत्तिः, पार्श्वनाथः श्रीयेस्तु वः २**

ધરણેંદ્ર સેવા કરતો હતો અને કમઠ ઉપસર્ગ કરતો હતો; છતાં પણ જેમની બંને ઉપર સમાન દ્રષ્ટિ છે, એવા પાર્શ્વપ્રભુ તમોને લક્ષ્મી આપો. ૨

## પંચ પરમેષ્ઠી-ચૈત્યવંદન.

બારગુણે અરિહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દેહુગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીશ, પચવીશે ઉવઝાય;
સત્યાવીશ ગુણ સાધુના, જપતાં શિવ સુખ થાય. ૨
અષ્ટોત્તર સય ગુણ મલીએ, એમ સમરો નવકાર;
ધીર વિમલ પંડિત તણો, નય પ્રણમે નિત સાર. ૩

## માંગલિક–ચૈત્યવંદન



**સકલ કુશલવલ્લિઃ પુષ્કરાવર્ત્તમેઘો,**
**દુરિત તિમિરભાનુઃ કલ્પવૃક્ષોપમાનઃ;**
**ભવજલનિધિપોતઃ સર્વ સંપત્તિ હેતુઃ,**
**સ ભવતુ સતતં વઃ શ્રેયસે પાર્શ્વનાથઃ. ૧**

**અર્થ**—સર્વ કુશલતાની લત તુલ્ય, પુષ્કરાવર્ત્ત મેઘ સમાન, પાપાંધકારને હણવામાં સૂર્ય સમાન, કલ્પ વૃક્ષ જેવા, સંસાર સમુદ્રથી પાર કરવામાં નાવ જેવા, અને સર્વ સંપદામાં હેતુ એવા શ્રી પાર્શ્વનાથ ભગવાન નિરંતર તમારા કલ્યાણ માટે થાઓ—તમોને કલ્યાણ આપો. ૧

## નવકાર મંત્ર, શત્રુંજય તીર્થ અને વીતરાગની અસાધારણતા.

**નમસ્કાર સમો મંત્રઃ શત્રુંજય સમોગિરિઃ;**
**વીતરાગ સમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ. ૨**

જેમ નમસ્કાર સમાન કોઇ મંત્ર નથી. શત્રુંજય તુલ્ય કોઈ તીર્થ નથી, તેમ શ્રી વીતરાગ સમાન દેવ થયા નથી અને થવાનાએ નથી.

## શ્રી અરિહંત આદિદેવ—ચૈત્યવંદન.

અરિહંત નમો ભગવંત નમો, પરમેશ્વર શ્રી જિનરાજ નમો ;
પ્રથમ જિનેશ્વર પ્રેમે પેખત, સિદ્ધાં સઘળાં કાજ નમો. અરિ. ૧
પ્રભુ પારંગત પરમ મહોદય, અવિનાશી અકલંક નમો ;
અજરામર અદ્ભુત અતતિશય નિધિ, પ્રવચન જલધિમયંક
નમો અરિ. ૨
તિહુયણુ ભવિયણુ જણુ મણુ વંછિય, પૂરણુ દેવ રસાલ નમો ;
લળિ લળિ પાય નમું હું ભાલે, કર જોડીને ત્રિકાલ નમો. અરિ. ૩
સિદ્ધ બુદ્ધ તું જગજન સજ્જન, નયનાનંદન દેવ નમો ;
સકલ સુરાસુર નરવર નાયક, સારે અહુનિશિ સેવ નમો. અરિ. ૪
તું તીર્થંકર સુખર સુખકર સાહેબ, તું નિષ્કારણુ બંધુ નમો ;
શરણાગત જીવન હિતવત્સલ, તુંહીં કૃપારસ સિંધુ નમો. અરિ. ૫
કેવલજ્ઞાનાદર્શે દર્શિત, લોકાલોક સ્વભાવ નમો ;
નાશિત સકલ કલંક કલુષ ગણુ, દુરિત ઉપદ્રવ ભાવ નમો. અરિ. ૬
જગ ચિંતમણિ જગગુરૂ જગહિત,–કારક જગજનનાથ નમો ;
ઘોર અપાર ભવોદધિ તારણુ, તું શિવપુરનો સાથ નમો. અરિ. ૭
અશરણુ શરણુ નિરાગ નિરંજન, નિરૂપાધિક જગદીશ નમો ;
બોધ દીયો અનુપમ દાનેશ્વર, જ્ઞાન વિમલ સૂરીશ નમો. અરિ. ૮

——

## શ્રી સીમંધર—ચૈત્યવંદન.

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો ;
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો. ૧
સકલ ભકત તુમે ધણી, જો હોવે અમ નાથ ;
ભવો ભવ હું છું તાહરો, નહિ મેલું હવે સાથ. ૨

સયલ સંગ છંડી કરી ચારિત્ર લઇશું;
પાય તુમારા સેવીને, શિવરમણી વરીશું. ૩
એ અલજો મુજને ઘણોએ, પૂરો સીમંધર દેવ;
ઇહાં થકી હું વીનવું, અવધારો મુજ સેવ. ૪

---

## શ્રી નેમનાથ—ચૈત્યવંદન.

બાવીશમા શ્રી નેમનાથ, નિત્ય ઉઠી વંદો;
સમુદ્ર વિજય સુત ભાનુ સમ, ભવિજન સુખ કંદો. ૧
સઘન શ્યામ દ્યુતિ દેહની, દશ ધનુષ્ય શરીર;
અમિતકાંતિ યાદવ ધણી, ભાંજે ભવતીર. ૨
રાજીમતી રમણી તજીએ, બ્રહ્મચર્ય ધર ધીર
શિવરમણી સુખ વિલસતાં, રૂપ નમે ધરી ધીર; ૩

---

## શ્રી વિમલાચલ—ચૈત્યવંદન.

શ્રી વિમલ કેવલ જ્ઞાન કમલા—કલિત ત્રિભુવન હિતકરં
સુરરાજ સંસ્તુત ચરણપંકજ, નમો આદિ જિનેશ્વરં. ૧
વિમલ ગિરિવર શૃંગ મંડણ, પ્રવર ગુણગણ ભૂધરં;
સુર અસુર કિન્નર કોડિ સેવિત, નમો આદિ જિનેશ્વરં. ૨
કરતી નાટક કિન્નરી ગણ, ગાય જિનગુણ મનહરં;
નિર્જરાવલિ નમે અહોનિશ, નમો આદિ જિનેશ્વરં. ૩
પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધી, કોડી પણ મુનિ મનહરં;
શ્રી વિમલ ગિરિવર શૃંગ સિદ્ધા, નમો આદિ જિનેશ્વરં. ૪
નિજ સાધ્ય સાધન સુર મુનીવર, કોડીનંત એ ગિરિવરં;
મુક્તિ રમણી વર્યા રંગે, નમો આદિ જિનેશ્વરં. ૫

પાતાલ નર સુરલોક માંહે, વિમલ ગિરિવર તો પરં;
નહિ અધિક તીરથ તીર્થપતિ કહે, નમો આદિ જિનેશ્વરં. ૬
એમ વિમલ ગિરિવર શિખર મંડણ, દુઃખ વિહુંડણ ધ્યાઇએ;
નિજ શુદ્ધ સત્તા સાધનાર્થે પરમ જ્યોતિ નિપાઇએ. ૭
જિત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમપદસ્થિત જયકરં;
ગિરિરાજ સેવાકરણ તત્પર, પદ્મવિજય સુહિતકરં. ૮

---

## શ્રી પાર્શ્વનાથ—ચૈત્યવંદન.

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવપાશ;
વામા માતા જનમીયા, અહિલંછન જાસ. ૧
અશ્વસેન સુત સુહંકરૂ, નવ હાથની કાયા,
કાશી દેશ વારાણશી, પુણ્યે પ્રભુ આયા. ૨
એક સો વર્ષનું આઉખુંએ, પાળી પાસ કુમાર;
પદ્મ કહે મુગતે ગયા, નમતાં સુખ નિરધાર. ૩

---

## શ્રી શત્રુંજય—ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય સિદ્ધ ક્ષેત્ર, દીઠે દુરગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એ ઠામ, સકલ તીરથનો રાય;
પૂરવ નવાણું રિખભદેવ, જ્યાં ઠવિઆ પ્રભુ પાય. ૨
સૂરજ કુંડ સોહામણો, કવિડ જક્ષ અભિરામ;
નાભિરાય કુલ મંડણો, જિનવર કરૂં પ્રણામ. ૪

---

## પુંડરીક ગિરિ-મહિમા-સ્તુતિ.

પુંડર ગિરિ મહિમા, આગમમાં પ્રસિદ્ધ;
વિમલાચલ ભેટી, લહિયે અવિચલ રિદ્ધ,
પંચમી ગતિ પહોતા, મુનિવર કોડાકોડ,
એણે તીરથ આવી, કર્મ વિપાતક છોડ. ૧

— —

## શ્રી રિખભદેવ-સ્તુતિ.

પ્રહ ઉઠી વંદૂં રિખભદેવ ગુણવંત,
પ્રભુ બેઠા સોહે સમવસરણ ભગવંત;
ત્રણ છત્ર બિરાજે ચામર ઢાળે ઇંદ્ર,
જિનના ગુણ ગાવે સુરનર નારીના વૃંદ ૧
આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા,
મરૂદેવી માયા, ધોરી લંછન પાયા;
જગત સ્થિતિ દીપાયા, શુદ્ધ ચારિત્ર પાયા,
કેવલ શ્રી રાયા, મોક્ષ નગરે સિધાયા. ૨

— —

## શ્રી શત્રુંજય તીર્થ-સ્તુતિ.

શ્રી શત્રુંજય તીરથ સાર, ગિરિવરમાં જેમ મેરૂ ઉદાર,
ઠાકોર રામ અપાર;
મંત્રમહીં નવકારજ જાણું, તારામાં જેમ ચંદ્ર વખાણું,
જળધર જળમાં જાણું;
પંખીમાં જેમ ઉત્તમ હંસ, કુળમાંહી જેમ રિખભનો વંશ,
નાભિતણો એ અંશ;
ક્ષમાવંતમાં શ્રી અરિહંત, તપ શૂરામાં મહા મુનિવંત,
શત્રુંજે ગયા ગુણવંત. ૧

## શ્રી જિનરાજ—ચૈત્યવંદન.

જય જય શ્રી જિનરાજ આજ, મળીયો મુજ સ્વામી;
અવિનાશી અકલંક રૂપ, જગ અંતરજામી. ૧
રૂપારૂપી ધર્મ દેવ, આતમ આરામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવલીલા પામી. ૨
સિદ્ધ બુદ્ધ તુજ વંદતાંએ, સકલ સિદ્ધવર બુદ્ધ;
પરમ પ્રભુ જિન ધ્યાનથી, પ્રગટે આતમ રિદ્ધ. ૩
કાલ અનંત થાવર ઘરે, ભમીયો ભવમાંહીં;
વિગલેંદ્રિયમાંહે વસ્યો, થિરતા નહિ કયાંહી. ૪
તિર્યંચ પંચેંદ્રિય મહીં, દેવપણે આયો;
કરી કુકર્મ નરકે ગયો, દરસન નવિ પાયો. ૫
એમ અનંતકાલે કરી, પામ્યો નર અવતાર;
હવે જગ તારણ તું મળ્યો, ભવજળ પાર ઉતાર. ૬

---

## શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ—ચૈત્યવંદન.

જય ચિંતામણિ પાર્શ્વનાથ, જય ત્રીભુવન સ્વામી;
અષ્ટ કર્મ રિપુ જીતીયા, અષ્ટમી ગતિ પામી. ૧
પ્રભુ નામ આનંદકંદ, સુખ સંપતિ લહીએ
પ્રભુ નામે ભવ ભવતણા, પાતક સબ દહીએ. ૨
ૐ હ્રીઁ વર્ણ જોડી કરીએ, જપીએ પારસ નામ;
વિષ અમૃત થઇ પરિણમે, લહીએ અવિચલ ધામ. ૩

## શ્રી શત્રુંજય—સ્તુતિ.

શ્રી શેત્રુંજે આદિ જિન આવ્યા,
પૂરવ નવાણું વારજી;
અનંત લાભ તિહાં જિનવર જાણી.
સમવસર્યા નિરધારજી;
વિમલ ગિરીવર મહિમા મોટો,
સિદ્ધાચલ એહ ઠામોજી;
કાંકરે કાંકરે અનંતા સિદ્ધા,
એક સો ને આઠ ગિરિ નામોજી. ૧

---

## પ્રભુ દર્શન—દુર્લભતા.

---

**अस्मिन्नपार भववारि निधौ मुनीश,**
**मन्ये न मे श्रवण गोचरतां गतोसि;**
**आकर्णिते तु तव गोत्र पवित्र मंत्रे,**
**किंवा विपद्विषधरी सविधं समेति. १**

અર્થ—હે નાથ! સંસાર સાગરમાં ભમતાં આપનું નામજ મારા સાંભલવામાં નથી આવ્યું એમ મને ભાસે છે. કારણ કે આપના નામથી પાવન થયેલ મંત્ર જો સાંભલવામાં આવે, તો વિપદા રૂપ સર્પિણી શું પાસે આવી પરાભવ કરી શકે? અર્થાત્ ન કરી શકે. ૧

---

# પ્રભુ આરાધક-અનુમોદના.



**धन्यास्त एव भुवनाधिप : ये त्रिसंध्य-**
**माराधयन्ति विधिवद्विधुनान्यकृत्या :**
**भक्त्योल्लसत्पुलक पक्ष्मल देह देशा :**
**पादद्वयं तव विभो । भुवि जन्मभाज : १**

**અર્થ**—હે ભુવનેશ્વર! અન્ય સંસારી કામો મૂકીને જે પ્રાણીઓ ભક્તિથી રોમાંચિત થઇ હે વિભો! આપના ચરણનું ત્રણે વખત આરાધન કરે છે; તેજ પ્રાણીઓ ધન્ય અને કૃતકૃત્ય છે. ૧



## શ્રી શાંતિનાથ પ્રભુ ધ્યાનાનંદ.

સ્તવન—ભૈરવી–રાગમાં—

હમ મગન ભયે પ્રભુ ધ્યાનમેં,
બીસર ગઇ દુવિધા તન મનકી;
**અચિરા** સુત ગુનગાનમેં. હમ.
હારહર બ્રહ્મા પુરંદરકી ઋદ્ધિ,
આવત નાંહિ કોઉ માનમેં;
ચિદાનંદકી મોજ મચી હે,
સમતા રસકે પાનમેં હમ. ૧
ઇતને દિન તું નાંહી પીછાન્યો,
મેરો જન્મ ગમાયો અજાનમેં;
અબ તો અધિકારી હોઇ બેઠે,

પ્રભુ ગુન અખય-ખજાનમેં. હમ. ૨
ગઇ દીનતા સબહી હમારી,
પ્રભુ તુજ સમકિત-દાનમેં;
પ્રભુ ગુન અનુભવ રસકે આગે,
આવત નાંહી કોઉ માનમેં. હમ. ૩
જિનહી પાયા તિનહી છીપાયા,
ન કહે કોઉકે કાનમેં;
તાલી લાગી જબ અનુભવકી,
તબ જાને સો શાનમેં. હમ. ૪
પ્રભુ ગુન અનુભવ ચંદ્રહાસ્યજયું,
સો તો ન રહે મ્યાનમેં;
વાચક જશ કહે મોહ-મહાઅરિ,
જીત લીયો હૈ મેદાનમેં. હમ. ૫

---

# શ્રી રિખભદેવ-સ્તવન.

## મૂર્તિ-ગુણ-રમણીયતા.

### સારંગ-રાગમાં.

માતા મારૂ દેવીના નંદ!
દેખી ત્હારી મુરતી મારૂં મન લોભાણુંજી,
મારૂં ચિત્ત લોભાણુંજી,
દેખી ત્હારી મુરતી મારૂં દિલ લોભાણુંજી. એ ટેક.

કરૂણા નાગર કરૂણા સાગર,
કાયા કંચન વાન;
ધોરી લંછન પાઉલે કાંઇ,
ધનુષ પાંચસે માન. માતા. ૧
ત્રિગડે બેસી ધર્મ કહુંતા,
સુણે પરખદા બાર;
યોજન ગામિની વાણી મીઠી,
વરસંતી જળધાર. માતા. ૨.
ઉરવસી રૂડી અપછરાને,
રામા છે મનરંગ;
પાયે નેપુર રણેઝણે કાંઇ,
કરતી નાટારંભ. માતા ૩
તુંહી બ્રહ્મા તુંહી વિધાતા,
તું જગ તારણહાર;
તુજ સરીખો નહિ દેવ જગતમાં,
અરવડીયા આધાર. માતા. ૪
તુંહી ભ્રાતા તુંહી ત્રાતા,
તુંહી જગતનો દેવ;
સુરનર કિન્નર વાસુદેવા,
કરતા તુજ પદ સેવ. માતા. ૫
શ્રી સિદ્ધાચલ તીરથ કેરો,
રાજા રિખભ જિણંદ;
કીર્તિ કરે માણેક મુનિ તારી,
ટાલો ભવભય ફંદ માતા ૬

# શ્રી અજિતજિન—સ્તવન.

## અપૂર્વ પ્રીત.

ઓધવજી સંદેશો કેજો શ્યામને—એ લયમાં.

પ્રીતલડી બંધાણીરે અજિત જિણંદસું
પ્રભુ પાખે ક્ષણ એક મુને ન સુહાયજો;
ધ્યાનની તાલીરે લાગી નેહસું,
જલદ ઘટા જિમ શિવસુત વાહન દાયજો. પ્રીતલડી. ૧
નેહ ઘેલું મન મારૂંરે પ્રભુ અલજે રહે,
તન મન ધન એ કારણથી પ્રભુ મૂજજો;
મારે તો આધારરે સાહેબ રાવલો,
અંતરગતનું પ્રભુ આગળ કહું ગૂજજો. પ્રીતલડી ૨
સાહેબ તે સાચોરે જગમાં જાણીએ,
સેવકનાં જે સહજ સુધારે કાજજો;
એહવેરે આચરણે કેમ કરીને રહું,
બીરૂદ તુમારો તારણ તરણ જહાજજો. પ્રીતલડી ૩
તારકતા તુજ માંહેરે શ્રવણે સાંભલી,
તેથી હું આવ્યો છું દીનદયાલજો;
તુજ કરૂણાની લહેરેરે મુજ કારજ સરે,
ઘણું શું કહીએ જાણ આગળે કૃપાલજો. પ્રીતલડી ૪
કરૂણાધિક કીધીરે સેવક ઉપરે,
ભવભય ભાવઠ ભાંગી ભકિત પ્રસંગજો;
મન વંછિત ફલિઆરે જિન આલંબને,
કર જોડીને મોહન કહે મન રંગજો. પ્રીતલડી. ૫

——

# શ્રી પ્રથમજિન—સ્તવન.

## અતિશય—મહિમા.

પ્રથમ જિનેશ્વર પ્રણુમીએ, જાસ સુગંધીરે કાય;
કલ્પ વૃક્ષ પરે તાસ ઇંદ્રાણી નયન જે, ભૃંગ પરે લપટાય. પ્ર. ૧
રોગ ઉરગ તુજ નવિનડે, અમૃત જે આસ્વાદ;
તેહુથી પ્રતિહુત તેહુમાનુ કોઇ નવિ કરે, જગમાં તુમસું વાદ. પ્ર. ૨
વગર ધોઇ તુજ નિરમલી, કાયા કંચનવાન;
નહિ પ્રસ્વેદ લગાર તારે તું તેહુને, જે ધરે તાહરૂં ધ્યાન. પ્ર. ૩
શ્વાસોશ્વાસ કમળ સમો, તુજ લોકોત્તર વાત;
દેખે ન આહાર નીહાર ચર્મ ચક્ષુ ધણી, એવા તુજ અવદાત. પ્ર. ૪
રાગ ગયો તુજ મન થકી, તેહુમાં ચિત્ર ન કોય;
રૂધિર આમિષથી રોગ ગયો તુજ જન્મથી, દૂધ સહોદર હોય. પ્ર. ૫
ચાર અતીશય મૂલથી, ઓગણીશ દેવના કીધ;
કર્મ ખપ્યાથી અગીઆર ચોત્રીશ એમ અતીશય, સમવાયાંગે પ્રસિદ્ધ. પ્ર. ૬
જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ;
પદ્મવિજય કહે એમ સમય પ્રભુ પાલજો, જેમ થાઉં અક્ષય અભંગ. પ્ર. ૭

——

# શ્રી સીમંધરજિન—સ્તવન.

## ચંદ્રદ્વારાએ સંદેશો.

સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો,
મુજ વીનતડી, પ્રેમ ધરીને એણિપરે તુમ સંભળાવજો.

જે ત્રણ ભુવનનો નાયક છે,
જસ ચોસઠ ઇંદ્ર પાયક છે;
નાણ દરિસણ જેહને ખાયક છે. સુણો. ૧

જેની કંચન વરણી કાયા છે,
જસ ધોરી લંછન પાયા છે;
પુંડરીગિણિ નયરીનો રાયા છે. સુણો. ૨

બાર પરખદા માંહે બિરાજે છે,
જસ ચોત્રીશ અતિશય છાજે છે;
ગુણ પાંત્રીશ વાણીએ ગાજે છે. સુણો. ૩

ભવિ જનને તે પડિ બોહે છે,
તુમ અધિક શીતલ ગુણ સોહે છે;
રૂપ દેખી ભવિજન મોહે છે. સુણો. ૪

તુમ સેવા કરવા રસિયો છું,
પણ ભરતમાં દૂરે વસીયો છું;
મહા મોહરાય કર ફસીયો છું. સુણો. ૫

પણ સાહેબ ચિત્તમાં ધરીયો છે,
તુમ આણા ખડગ કર ગ્રહીયો છે;
હવે કાંઇક મુજથી ડરીયો છે. સુણો. ૬

જિન ઉત્તમ પૂંઠ હવે પૂરો,
કહે પદ્મવિજય થાઉં શૂરો;
તો વાધે મુજ મન અતિ નૂરો. સુણો. ૭

## શ્રી વીરપ્રભુ-સ્તવન.

### વીર-વિરહ.

મારગ દેશક મોક્ષનોરે, કેવલજ્ઞાન નિધાન;
ભાવ દયા સાગર પ્રભુરે, પર ઉપગારી પ્રધાનરે. ૧
વીર પ્રભુ સિદ્ધ થયા, સંઘ સકલ આધારોરે;
હવે ઇણ ભરતમાં, કોણ કરશે ઉપગારોરે. વીર. ૨
નાથ વિહુણું સૈન્ય જ્યુંરે, વીર વિહુણોરે સંઘ;
સાધે કોણ આધારથીરે, પરમાનંદ અભંગરે. વીર. ૩
માત વિહુણો બાળ જ્યુંરે, અરહો પરહો અથડાય;
વીર વિહૂણા જીવડારે, આકુળ વ્યાકુળ થાયરે. વીર. ૪
સંશય છેદક વીરનોરે, વિરહ તે કેમ ખમાય;
જે દીઠે સુખ ઉપજેરે, તે વિણ કેમ રહેવાયરે. વીર. ૫
નિર્યામિક ભવ સમુદ્રનોરે, ભવ અટવી સત્થવાહ;
તે પરમેશ્વર વિણ મળેરે, કેમ વાધે ઉત્સાહરે. વીર. ૬
વીર થકાં પણ શ્રુત તણોરે, હતો પરમ આધાર;
હવે ઇહાં શ્રુત આધાર છેરે, અહો! જિનમુદ્રા સારરે. વીર. ૭
ત્રણ કાળે સવિ જીવનેરે, આગમથી આણંદ;
સેવો ધ્યાવો ભવિજનારે, જિન પડિમા સુખકંદરે. વીર. ૮
ગણધર આચારજ મુનિરે, સહુને ઇણિપરે સિદ્ધ;
ભવ ભવ આગમ સંગથીરે, દેવચંદ પદ લીધરે. વીર. ૯

---

## શ્રી સંભવનાથ-સ્તવન.

### સ્વાત્મ સ્થિતિ-કથન.

સાહિબ સાંભળોરે, સંભવ અરજ હમારી,
ભવો ભવ હું ભમ્યોરે, ન લહિ સેવા તુમારી;
નરકનિગોદમાંરે, ત્યાં હું બહુ ભવ ભમિયો,
તુમ વિના દુઃખ સહ્યાંરે, અહોનિશ ક્રોધે ધમધમિયો. સા. ૧

ઇંદ્રિય વશ પડયો પડયોરે, પાળ્યાં વ્રત નવિ સુંસે,
ત્રસ પણુ નાવ ગણ્યારે, હણીયા થાવર હુંસે;
વ્રત ચિત્ત નવિ ધર્યારે, બીજું સાચું ન બોલ્યું,
પાપની ગોઠડીરે, તિહાં મેં હૈયડું ખોલ્યું. સા. ૨
ચોરી મેં કરીરે, ચઉવિહ અદત્ત ન ટાળ્યું,
શ્રી જિન આણસુંરે, મેં નવિ સંજમ પાળ્યું;
મધુકર તણી પરેરે, શુદ્ધ ન આહાર ગવેખ્યો,
રસની લાલચેરે, નીરસ પિંડ ઉવેખ્યો. સા. ૩
નર ભવ દોહિલોરે, પામી મોહ વશ પડીયો,
પર સ્ત્રી દેખીનેરે, મુજ મન તીહાં જઇ અડીયો;
કામ ન કો સર્યુંરે, પાપે પિંડ મેં ભરીઓ,
શુદ્ધ બુદ્ધ નવી રહીરે, તેણે નવિ આતમ તરીઓ. સા. ૪
લક્ષ્મીની લાલચેરે, મેં બહુ દીનતા દાખી,
તોપણ નવી મળીરે, મળી તો નવી રહી રાખી;
જે જન અભિલખેરે, તે તો તેહથી નાશે,
તૃણ સમ જે ગણેરે, તેહની નિત્ય રહે પાસે. સા. ૫
ધન્ય ધન્ય તે નરારે, એહનો મોહ વછોડી,
વિષય નિવારિનેરે, જેહને ધરમમાં જોડી;
અભક્ષ્ય તે મેં ભખ્યાંરે, રાત્રી ભોજન કીધાં,
વ્રત છ નવિ પાળીયાંરે, જેહવાં મૂળથી લીધાં. સા. ૬
અનંત ભવ હું ભમ્યોરે, ભમતાં સાહિબ મળીયો,
તુમ વિના કોણ દીયેરે, બોધિ-રયણ મુજ બળીયો;
સંભવ આપજોરે, ચરણ કમળ તુમ્હ સેવા,
નય એમ વીનવેરે, સુણજો દેવાધિદેવા. સા. ૭

# શ્રી વિમલનાથ સ્તવન.

## સ્વાત્મ-ગર્હણા.

### ભૈરવી-રાગમાં.

પ્રભુજી મુજ અવગુણ મત દેખો-એ ટેક.

રાગદશાથી તું પ્રભુ ન્યારો, હું મન રાગે વાલૂં;
દ્વેષ રહિત તું સમતાભીનો, દ્વેષ મારગ હું ચાલૂં. પ્રભુજી. ૧
મોહ લેશ ફરસ્યો નહિ તુંહિ, મોહ લગન મુજ પ્યારી;
તું અકલંકી કલંકી હું તો, એ પણ રહણી ન્યારી. પ્રભુજી. ૨
તુંહિ નિરાશ ભાવપદ સાધે, હું આશા સંગ વિલુદ્ધો;
તું નિશ્ચલ હું ચલ તું સૂધો, હું આચરણે ઉંધો. પ્રભુજી. ૩
તુજ સ્વભાવથી અવળા મ્હારા, ચરિત્ર સકલ જગ જાણ્યા;
ભારે ખમાવંત પ્રભુ કહેતાં, ન ઘટે મોઢે આણ્યા. પ્રભુજી. ૪
પ્રેમ નવલ જો હોયે સવાઇ, વિમલનાથ મુખ આગે;
કાંતિ કહે ભવવન ઉતરતાં, તો વેલા નવિ લાગે. પ્રભુજી. ૫

---

# શ્રી વીરપ્રભુ—સ્તવન.

## આજ્ઞા-પ્રમાણ.

નારે પ્રભુ નહીં માનું,
નહીં માનું'રે અવરની આણ. નારે પ્રભુ.
મ્હારે તાહરૂં વચન પ્રમાણ. નારે પ્રભુ.
હરિહરાદિક દેવ અનેરા,
તે દીઠા જગમ્હાંયરે;
ભામિની ભરમ ભ્રગુટીયેં ભૂલ્યા,
તે મુજને ન સુહાય. નારે પ્રભુ. ૧

કેઇક રાગી કેઇક દ્વેષી,
કેઇક લોભી દેવરે ;
કેઇક મદ માયાથી ભરિયા,
કેમ કરીએ તસ સેવ. નારે પ્રભુ. ૨
મુદ્રા પણ તેમાં નવિ દીસે પ્રભુ,
તુજ માંહેલી તિલ માતરે ;
તે દેખી દિલડું નવિ રીઝે,
શી કરવી તેહુની વાત. નારે પ્રભુ. ૩
તું ગતિ તું મતિ તું મુજ પ્રીતમ,
જીવ જીવન આધારરે ;
રાત દીવસ સ્વપ્નાંતર તુંહી,
તુંહિ મ્હારે નિરધાર. નારે પ્રભુ. ૪
અવગુણ સરવે ઉવેખીને પ્રભુ,
સેવક કરિને નિહાલરે ;
જગ બંધવ ! એ વીનતિ મ્હારી,
મ્હારાં સવિ દુઃખ દૂરે ટાલ. નારે પ્રભુ. ૫
ચોવિશમા જિન ત્રિભુવન સ્વામી,
સિદ્ધારથના નંદરે ;
ત્રિશલાજીના ન્હાનડીયા પ્રભુ,
તુમ દીઠે અતિ આનંદ નારે પ્રભુ. ૬
સુમતિ વિજય કવિ રાયનોરે,
રામવિજય કર જોડરે,
ઉપગારી અરિહંતજી મ્હારા,
ભવ ભવના બંધ છોડ. નારે પ્રભુ ૭

# શ્રી આદિનાથ સ્તવન.

## ભવમુક્ત કરવા–ક્ષાયક યાચના.

### ધનાશ્રી અથવા ભૈરવીમાં.

ભવજળ પાર ઉતાર, જિણુંદજી.
ભવજળ પાર ઉતાર;
મુજ પાપીને તાર. જિણુંદજી–ભવ એ ટેક.
શ્રી સિદ્ધાચલ તીરથ રાજા,
ત્રણ ભુવનમાં સાર; જિણુંદજી–ભવ.
પૂરવ નવાણું વાર શેત્રુંજે,
આવ્યા શ્રી નાભિ કુમાર. જિણુંદજી–ભવ. ૧
આજ હમારે સુરતરૂ પ્રગટયો,
દીઠો પ્રભુ દેદાર; જિણુંદજી–ભવ.
ભવો ભવ ભટકી શરણે આવ્યો,
રાખો લાજ આ વાર. જિણુંદજી–ભવ. ૨
ભરતાદિક અસંખ્યને તાર્યા,
તિમ પ્રભુ મુજને તાર; જિણુંદજી–ભવ.
માતા મારૂદેવાને દીધું,
કેવળ જ્ઞાન ઉદાર. જિણુંદજી–ભવ. ૩
ક્ષાયક સમકિત મુજને આપો,
એહિજ પરમ આધાર; જિણુંદજી–ભવ.
દીન દયાળુ દરિસન દીજે,
પાય પડું સો વાર. જિણુંદજી–ભવ. ૪
અવસર પામી અરજ સુણીને,
વીનતડી અવધાર; જિણુંદજી–ભવ.
નીતિ વિજયના બાળ સિદ્ધિનું,
આવાગમન નિવાર. જિણુંદજી–ભવ. ૫

# શ્રી પ્રથમ જિણંદ સ્તવન.

## પ્રભુ–શરણુ યાચ્યા.

### સારંગ—રાગમાં.

વિમલાચલવાસી મ્હારા વ્હાલા,
સેવકને વિસારો નહીં—હે વિસારો નહીં
જળવિના મીન દુઃખ અતિ પામે,
જિણંદ આપ જાણો સહી આપ જાણો સહી. એ ટેક.

દુઃખ હરનારા ભવિજન પ્યારા,
શરણે છું મહારાજ;
ચાર ચોર મુજ કેડે પડીયા,
પુણ્ય રતનને કાજ. સેવકને. ૧

પાપી ચંડાળો પકડી મુજ,
માલ હરી લેનાર;
પ્રભુજી જો મુજ વ્હારે આવો,
તો છું ઉગરનાર. સેવકને. ૨

જન્મ મરણનાં દુઃખ વેઠયાં બહુ,
તોય ન આવ્યો પાર;
તે દુઃખને દૂર કરવા કારણ,
આવ્યો તુમ દરબાર. સેવકને. ૩

અરજી ઉર ધરી નેહ નજર કરી,
સેવકની કરો સાર;
કૃપાતણા હે સિંધુ! તુમ વિણ,
કોણ ઉતારે પાર? સેવકને. ૪

ભવ ભય ભંજન ભગવંત કરો,
મુજ કઠણ કરમનો નાશ;
પદ પંકજ રહે પ્રાણ મધુકર,
પૂરો મનની આશ. સેવકને. ૫

## શ્રી આદીશ્વર—આરતી.

જય જય આરતી આદિ જિણુંદા,
નાભિરાયા મારૂદેવીકો નંદા. જય. ૧
દુસરી આરતી દીનદયાલા,
કેવલ જ્ઞાને જગ અજુવાલા. જય. ૨
તીસરી આરતી ત્રિભુવન દેવા,
સુર નર ઇંદ્ર કરે ત્હારી સેવા જય. ૩
ચોથી આરતી ચઉગતિ ચૂરે,
મનવંછિત શિવ સુખ ફલ પૂરે જય. ૪
પંચમી આરતી પુન્ય ઉપાયા,
મૂલચંદ્રે રિખભ ગુણ ગાયા. જય. ૫

---

## મંગળ દીવો.

દીવોરે દીવો મંગળીક દીવો, આરતિ ઉતારો ને બહુ ચીરંજીવો દીવોરે—
સોહામણે ઘેર પર્વ દીવાળી, અંબર ખેલે અબળા બાળી; દીવોરે—
દીપાળ ભણે એને દેવ અજુવાળી, ભાવે ભકતે વિઘ્ન નિવારી દીવોરે—
દીપાળ ભણે એણે કળીકાળે, આરતિ ઉતારી રાજા કુંવરપાળે દીવોરે—
તમ ઘર મંગળીક અમ ઘર મંગળીક, મંગળીક ચતુર્વિધ સંઘઘર હોજો દીવોરે—

---

## મંગલ દીવો.

### ધનાશ્રી....રાગમાં.

જિનવર જગત દયાળ, ભવિયાં–
જિનવર જગત દયાલ. એ ટેક.
પ્રીતે પ્રભુની આરતી કરતાં,
વિઘટે આરતિ જાલ. ભવિયાં. ૧

મંગલ કાજે મંગલ દીવો.
કરતાં મંગલ માલ. ભવિયાં ૨
પ્રભુ ગુણુ ગાતાં પ્રભુ ગુણુ પ્રગટે,
આણી ભાવ રસાલ. ભવિયાં ૩
જય જય જગદીશ્વર પરમાતમ.
પ્રણુતપાલ કરૂણાલ. ભવિયાં, ૪

---

## મંગલ.

मंगलं भगवान् वीरो, मंगलं गौतम प्रभुः;
मंगलं स्थूलिभद्राद्या, जैनधर्मोस्तु मंगलम्. ।

## શ્રી જિનશાશન જયવંત.

सर्व मंगल मांगल्यं,
सर्व कल्याण कारणम्;
प्रधानं सर्व धर्माणां,
जैनं जयति शासनम्. १



લાલન કૃત

# જૈનશાળા ઉપયોગી પુસ્તકો.



રૂ૦ આ.

| | | | |
|---|---|---|---|
| જૈન માર્ગ આરંભપોથી | ભાગ ૧ લો | .... | ૦—૧— |
| જૈન માર્ગ આરંભપોથી | ભાગ ૨ જો | .... | ૦—૧—૬ |
| જૈન માર્ગ પ્રવેશિકા | નંબર ૧ લો | .... | ૦—૨—૦ |
| જૈન માર્ગ પ્રવેશિકા | નંબર ૨ જો | .... | ૦—૩—૦ |
| જૈન માર્ગ પ્રવેશિકા | નંબર ૩ જો | .... | ૦—૪—૦ |
| जैन मार्ग प्रारंभ पोथी | ( मराठी भाषा. ) | .... | ૦—૧—૦ |

૧૪૭, ગુલાલવાડી મુંબઇ.



---

આ ચોપડી નવરોજી નશરવાનજી બીલીમોરીયાએ વૈરાગ પ્રીન્ટીંગ પ્રેસ, નં૦ ૪, બોઇગીડ લેન, કોટ, મુંબઈમાં છાપી છે.